# અનુક્રમ :

# દ્રષ્ટિ અને દ્રષ્ટા

આંખ છે... આંખમાં કોઈ રોગ નથી... એ આંખ અજવાળાંને તો ભેદતી જ હોય છે...કોઈ કોઈ વાર અંધારાંને પણ ઉલેચતી હોય છે.

નિરિક્ષણ એ એનું મુખ્ય કર્તવ્ય છે.

દ્રષ્ટિ એ એનું તેજ છે. દર્શન એ અનું કાર્ય છે.

પણ આંખ એક છે ને એમાં જોનાર અનેક છે.

જે આંખ માનવીના દેહની એક મૂલ્યવાન વસ્તુ લેખાય છે તે જ આંખ માનવીના જીવનમાં આગ પણ બિછાવે છે ને અમૃત પણ ઉભરાવે છે.

એથી જ આપણા મહાપુરૂષો ગાઈ ગયા છે કે:-

દ્રષ્ટિને સ્વચ્છ રાખો... એ કરતાં યે દ્રષ્ટિના પટ પાછળ ઉભેલા દ્રષ્ટાને વધારે જાગૃત રાખો.

તમારો ક્રોધ, તમારો લોભ અને તમારો વિકાર તેને કોઈ કાળે છુપાવી શકવાનાં નથી... કારણ કે, તમારી જ આંખોનાં અજવાળામાં એ બધા ઝમુકતાં હોય છે...

રાગ કરતાં વિરાગને દ્રષ્ટિ સોંપો.

મોહ કરતાં પ્રેમને આંખનો ઉપયોગ કરવા દો...

એ વગર સત્યનું દર્શન કઠીન છે.

-મોહનલાલ ચુ. ધામી.

# પ્રકરણ ૧લું

## સિદ્ધતાપસ

સમગ્ર નગરી જાણે ઈન્દ્રની અમરાપુરીને શરમાવતી હોય તેવી સમૃધ્ધિવાન હતી.

નગરીમાં આવેલાં નાનાં મોટાં દરેક મંદિરોનાં ભોંયતળિયાં પણ વિવિધ રત્નોના જડતરથી શોભતાં હતાં. મંદિરની અંદરની દિવાલો વિવિધ પ્રકારનાં દ્રશ્યોથી અંકિત કરવામાં આવી. આ બધાં દ્રશ્યો પોરાણિક હતાં અને સુવર્ણ તેમજ રત્નો વડે શોભાયમાન બનેલાં હતાં.

નહાનામાં નહાનું કોઈ દેવીનું મંદિર જોઈએ તો પણ ત્યાં સુવર્ણ અને રત્નો બિછાવેલાં સ્પષ્ટ નિહાળી શકાતાં હતાં.

આવી સુવર્ણમઢી નગરી કઈ હશે?

જે લોકોએ વિશ્વની પ્રાચીન ભૂગોળોનો અભ્યાસ કર્યો હશે તે લોકો જાણી શકશે કે આ પશ્ચિમ વિદેહ પ્રદેશ કહેવાય છે. પશ્ચિમ વિદેહનું પુષ્કલાવતી નામનું વિજય સમગ્ર પશ્ચિમ વિદેહનું આકર્ષણ છે અને આ સમૃધ્ધ વિજયમાં આવેલી પુંડરિકીણી નગરી તો કુબેરને પણ ઈર્ષા કરાવે તેવી અપૂર્વ છે.

સુખ, સમૃધ્ધિ, સંપત્તિ, આનંદ, આરોગ્ય વગેરે સત્વો, જ્યાંનો રાજા ધર્મપ્રાણ, પ્રજાભકત અને સદાચારી હોય ત્યાં સ્થિર બનતાં હોય છે. પુંડરિકીણી નગરીનો રાજા ક્ષેમંકર માત્ર બળવાન કે પ્રતાપી હતો તેમ નહોતું; તે ધર્મમય અને સદાચારી હતો. ધન કે સમૃધ્ધિ તો જ્યાં ધર્મ અને સદાચાર હોય ત્યાં સ્વયંભૂ ઉભરાતાં હોય છે. છેલ્લાં કેટલાંક વરસોથી રાજા ક્ષેમંકર પ્રજાનો સેવક બનીને રાજ્ય કરતો હતો. તેણે અનેક મહાન

સંગ્રામો પર અપૂર્વ પરાક્રમ દાખવેલું હોવાથી તેમજ દાનવો માટે તો કાળ સમો હોવાથી તેને આસપાસનાં સઘળાં રાજ્યોએ વીર શિરોમણિનું બિરૂદ અર્પણ કર્યું હતું.

રાજા ક્ષેમંકરને અમરસેના નામની પ્રેમાળ, સુંદર અને સુરૂપ પત્ની હતી.

તે સમયના રાજાઓમાં એકથી વધુ પત્ની કરવાનો રિવાજ હતો. જેમ વધુ પત્નીઓ તેમ તેનું કુળગૌરવ વધારે તેજસ્વી; પરંતુ રાજા ક્ષેમંકરે માત્ર સ્વદારા સંતોષની નહિ પણ એક પત્નીવ્રતની પ્રતિજ્ઞા લીધી હતી. તે એમ માનતો હતો કે સ્ત્રીઓ વચ્ચે પુરાઈ રહેવું તે પૌરુષ નથી. અવનવી પત્નીઓથી વધુ સુખ મળતું નથી, પરંતુ પરિગ્રહ વધે છે અને પરિગ્રહ એ જ જીવતરની છૂપી આગ છે. આવા વિચારોના કારણે તેણે એક જ પત્નીમાં સંતોષ માન્યો હતો.

સંસાર સુખનો ઉપભોગ કરતાં કરતાં કેટલોક કાળ વિતી ગયો. એક રાત્રિએ અમરસેના પોતાના રત્નજડિત પર્યંક પર ભરનિદ્રામાં પોઢી ગઈ હતી. રાજા ક્ષેમંકર બાજુના અગાશીવાળા પોતાના શયનગૃહમાં સૂઈ ગયો હતો.

અમૃત વરસાવતા ચંદ્રની લાખ લાખ ધારાઓ ચાંદની રૂપે સમગ્ર વિશ્વને ભીંજવી રહી હતી, વાતાવરણ સોહામણું પ્રશાંત હતું. જાણે પ્રકૃતિ પોતે જ એક જીવંત મહાકાવ્ય ન હોય!

રાણી અમરસેનાએ પ્રગાઢ નિદ્રા વચ્ચે એક સ્વપ્ન જોયું. સ્વપ્નમાં તેણે પ્રથમ કેસરી સિંહ જોયો. પછી પર્વતકાય ઉત્તમ હાથી જોયો. ત્યાર પછી વૃષભ, લક્ષ્મીજી, ચંદ્ર, સૂર્ય, પુષ્પમાળા, ધ્વજ, સમુદ્ર, સરોવર, વિમાન, રત્નરાશી, જળનો ભરેલો કુંભ અને અગ્નિ એવાં ચૌદ સ્વપ્નો જોયાં.

સ્વપ્ન અદભુત હતાં. જે નારી પરમ ભાગ્યવંતી હોય અથવા જેના ઉદરમાં ઉત્તમ જીવનો પ્રવેશ થયો હોય તે નારી જ આવાં શ્રેષ્ઠ સ્વપ્ન

જોઈ શકે. સ્વપ્ન જોઈને તે તરત જાગૃત થઈ. મનમાં ત્રણ નવકાર મંત્રનું સ્મરણ કરી તે પોતાના પતિના ખંડમાં ગઈ. વાતાયન પથથી તેણે જોયું ઉત્તર રાત્રિનો સમય થઈ ગયો લાગે છે. તે પતિના પર્યંક પર બેસતાં પતિના ચરણકમળ પર હાથ પસારતાં બોલી : 'સ્વામી, સ્વામી!'

'ઓહ! કોણ પ્રિયે! કેમ એકાએક આવવું પડ્યું?' કહેતો રાજા ક્ષેમંકર શય્યામાં બેઠો થઈ ગયો.

રાણીએ પ્રસન્ન સ્વરે કહ્યું : 'સ્વામી, મેં હમણાં જ એક પછી એક ચૌદ સ્વપ્ન જોયાં" કહી રાણીએ ચૌદ સ્વપ્નની માહિતી આપી.

રાજાએ અતિ પ્રસન્નભાવે પ્રિયતમાની પીઠ પર હાથ મૂકીને તર્ક કરીને કહ્યું : 'પ્રિયે ઘણું જ શ્રેષ્ઠ સ્વપ્ન છે. જેના ઉદરમાં ચક્રવર્તીનો જીવ આવે તે નારીને જ આવું સ્વપ્ન લાધે. મારું અનુમાન છે કે તને ચક્રવર્તી પુત્રરત્ન પ્રાપ્ત થશે. હવે તારે સૂઈ ન જવું. આમેય પ્રાતઃકાળ થશે. સ્નાનાદિથી નિવૃત્ત થઈ આપણે બંને સૌ પ્રથમ શ્રી જિનમંદિરમાં જઈએ.'

અમરસેના પતિના આ શબ્દો સાંભળીને ભારે હર્ષિત બની ગઈ. લાંબા કાળના સંસાર જીવન પછી આવી આશાવાણી કઈ નારીને પ્રસન્ન ન બનાવે!

પતિને નમન કરીને અમરસેના પ્રાતઃકાર્યની તૈયારી માટે વિદાય થઈ.

પછી તો ભાવિ આનંદની સુરેખ આશામાં દિવસો જવા માંડયા. રાણીનો ગર્ભ સુખરૂપ વૃધ્ધિ પામવા માંડયો. રાણીને થતા વિવિધ દોહદ રાજા ઉમળકાથી પૂરા કરવા માંડયો.

એમ કરતાં પુરા દિવસે અમરસેનાએ પુત્રરત્નનો પ્રસવ કર્યો. તેજના પુંજ સમો અને ગુલાબના ફુલોની સૌમ્યતા રૂપ પુત્રને જોઈને રાજાનું હૈયું નાચી ઉઠયું.

રાજભવનના દ્વાર પર જન્મ વધાઈની ઝાલરી રણકી ઉઠી, વાદ્યો ગહેંકી ઉઠયાં, નગારાં બાજી ઉઠયાં.

પોતાના રાજાને ત્યાં પુત્રજન્મ થયો છે તે સમાચાર સમગ્ર નગરીમાં વ્યાપ્ત બની ગયા અને લોકોએ પોતાના જ ઘરમાં પુત્રનો જન્મ થયો ન હોય એવા ઉમળકા સાથે ઘેર ઘેર ઉત્સવ શરૂ થયો.

મહારાજા ક્ષેમંકરે મોકળે હાથે દાનની ગંગા વહેતી કરી. નગરીનાં તમામ મંદિરોમાં રાજ્ય તરફથી ઉત્સવ રચાવવામાં આવ્યા. શ્રીજિનમંદિરોમાં અંગ-રચના અને પૂજાનાં આયોજન શરૂ થયાં.

ખરેખર બાળક વગરનું આંગણું ગમે તેટલું સમૃધ્ધ હોય અથવા સંપત્તિ અને સત્તાથી ઉભરાતું હોય તોપણ દરિદ્ર લાગે છે.

બાળકનું રૂદન કે હાસ્ય સંસાર માટે સંજીવની સમાન હોય છે. બાળકોનો કલરવ કોઈ સુખદ ગીત સમો લેખાય છે.

પિસ્તાળીસ દિવસ પછી રાણીએ પ્રસૂતાવસ્થા પુરી કરી અને રાજ્યના જ્યોતિષિએ આપેલા શુભ દિવસે રાજકુમારનું નામાભિધાન કરવામાં આવ્યું. રાજાએ પુત્રના વદન પરનાં લક્ષણો જોઈને કલ્પના કરી હતી કે આ પુત્ર અનેકને અભયદાન આપનારો થશે અથવા મહાદાની થશે અથવા ભવ્ય પરોપકારી થશે. આવી કલ્પના પરથી પુત્રનું નામ પાડયું અભયંકર.

બાલ્યકાળ તો જળના રેલા જેવો હોય છે. ઉલ્લાસ અને પ્રીતિભર્યા ઉપચારોમાં જ બાળક મોટું થઈ જાય છે. અભયંકર કુમાર પાંચ વર્ષનો થયો. કુળના નિયમ પ્રમાણે રાજાએ એકના એક પ્રિય પુત્રને બાર વર્ષ માટે એક શ્રેષ્ઠ ગુરુકુળમાં—આશ્રમમાં દાખલ કર્યો.

તે કાળનો ગુરુવર્ગ વિદ્યાનું દાન કરવામાં જ પોતાનો ધર્મ સમજતો. કોઈ પ્રકારનો ગુરુભેદ રાખ્યા વગર તેઓ સર્વ હિતકારી એવું જ્ઞાન આપતા હતા.

પોતાના આશ્રમમાં સાદાઈ તો હતીજ, સાથોસાથ કઠોર જીવનનું ઘડતર પણ અપાતું હતું. બાર વર્ષે આશ્રમમાંથી નીકળનારો વિદ્યાર્થી બળવાન, આરોગ્યમય, સદાચારી, સંસ્કારી અને ધર્મિષ્ઠ બનીને પિતાને ઘેર આવતો. તે વખતે તેનો યૌવન પ્રવેશ હોવા છતાં પરમ તેજરૂપ બની જતો.

અભયંકર તો એક મહારાજાનો પુત્ર હતો પરંતુ તેને કોઈ પ્રકારની વિશિષ્ટ વ્યવસ્થા આપવામાં આવી નહોતી.

બાર વર્ષ પૂરાં થયા પછી શસ્ત્રવિદ્યામાં પારંગત થવા માટે માતાપિતાની આજ્ઞા મેળવીને બે વર્ષ વધુ રોકાયો અને જયારે તેનો અભ્યાસક્રમ પૂરો થયો ત્યારે અભયંકરકુમાર ઓગણીસ વર્ષનો એક વીરવર સમો બની ગયો હતો.

પ્રજાજનોએ પોતાના ભાવિ રાજવીનું ઉમળકાભર્યું સ્વાગત કર્યું. આ સ્વાગત ઉત્સવ લગભગ પંદર દિવસ ચાલ્યો. ત્યારપછી મહારાજા ક્ષેમંકરે પુત્રને રાજસભામાં અનુભવ આપવો શરૂ કર્યો. પોતાના રાજ્યની સઘળી સરહદો દેખાડવા માટે પ્રબંધ કર્યો.

જનતાના હૈયામાં અભયંકરની છાપ એક વિનમ્ર, ઉદાર અને દંડી તાકાતવાળા જુવાન તરીકે પડી ગઈ હતી. આશ્રમમાંથી ઘેર આવ્યા પછી લોકો જોઈ શકયા હતા કે અભયંકર પાસે જઈને કોઈ પણ માનવી ખાલી હાથે પાછો ફરતો નહિ. અભયંકરની આવી ભાવનાને પોષવા તેના પિતાએ પણ સહકાર આપ્યો હતો. એકવાર મંત્રીપુત્રે કહ્યું : 'યુવરાજશ્રી, શાસ્ત્રકારોએ દાન સુપાત્રે અપાય તે ઉત્તમ એમ દર્શાવ્યું છે.'

'હું જાણું છું મિત્ર, શાસ્ત્રકારોએ અનુકંપા દાનની પણ વાત કરી છે. અને આપનારે ગુણાવગુણના શોધક શા માટે થવું જોઈએ? આપનાર હમેશાં ત્યાગમાર્ગનો આરાધક જ બને છે.'

મિત્રે તરત કહ્યું : 'યુવરાજશ્રી, આપની વાત વ્યાજબી હોવા છતાં એક ભયસ્થાનનો વિચાર આપે કરવો જોઈએ."

'દાન દેવામાં ભયસ્થાન કયું છે, તે હું સમજી શકયો નથી. તું મને કહીને સમજાવીશ તો હું તારો આભાર માનીશ.'

'કૃપાનાથ, ભયસ્થાન બીજું તો કંઈ નથી પરંતુ આ રીતે અપાતા દાનથી ખજાનો ખાલી થવાનો સંભવ છે.'

'તારી વાત વ્યવહારિક છે, પરંતુ શ્રીજિનેશ્વર ભગવંતોએ દાન આપવાથી લક્ષ્મી નષ્ટ નથી થતી એવું સ્પષ્ટ જણાવ્યું છે. તે સિવાય જે આપણી સાથે સદાય રહેવાની નથી, તેવી ચંચળ લક્ષ્મી પ્રત્યે શા માટે અનુરાગ રાખવો જોઈએ?'

મંત્રીપુત્ર યુવરાજ અભયંકરના આવા ઉત્તમ વિચારોથી પ્રભાવિત થયો.

રાજસભામાં પણ યુવરાજ પિતા પાસે બેસતો. રાજસભામાં થતી વિવિધ ચર્ચાઓમાં તે ભાગ લેતો અને જે વિચારો દર્શાવતો તે વિચારો સંસ્કાર અને સદાચારલક્ષી હતા. આથી સમગ્ર રાજસભા યુવરાજના વ્યકિતત્વ પ્રત્યે પ્રભાવિત બની હતી. વિદ્વાન મંત્રીઓ પણ યુવરાજના જ્ઞાનગર્ભિત ઉત્તમ વિચારોનો આદર કરતા હતા. પિતાને તો એમ જ થતું કે મારા ભવનમાં પુણ્યનો ઉદય થયો છે. પુણ્યબળ વગર આવો સંસ્કારી, વિનયી, સદાચારી અને ધર્મપ્રિય પુત્ર પ્રાપ્ત થાય નહિ.

યુવરાજ અભયંકરને વીસમું વર્ષ બેઠું ત્યારે તેની માતાએ સ્વામીને કહ્યું : 'કૃપાનાથ, હવે આપણા કર્તવ્યનો સમય પાકી ગયો છે.'

'કયું કર્તવ્ય પ્રિયે?'

'અભયંકરે વીસમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. તેનું યૌવન અને રૂપ ભારે આકર્ષક છે. યૌવનકાળના પ્રારંભમાં જો તેને લગ્નબંધન વડે બાંધી દઈએ તો આપણું કર્તવ્ય પૂરું થાય.'

'પ્રિયે, આ કર્તવ્ય હું ભૂલ્યો નથી. આપણા પ્રદેશના ઘણા રાજાઓ પોતાની કન્યા આપવા ઇચ્છે છે. પરંતુ યુવરાજના વિચારો જાણ્યા વગર ઉતાવળ કરવી યોગ્ય ન ગણાય એમ મને લાગતાં હજુ સુધી મેં આ અંગેનો પ્રયત્ન નથી કર્યો.'

'યુવરાજ તો આપનું લોહી છે. આપ કહેશો તો તે કદી ઇન્કાર નહી કરે. જો આપ અત્યારે ચર્ચા કરવા ઇચ્છતા હો તો હું તેને બોલાવું.'

'જેવી તારી ઇચ્છા...પરંતુ હું તેને સમજ્યો છું ત્યાં સુધી તે હમણાં હા પાડે તેમ મને લાગતું નથી. વળી યૌવનનો એક પણ કુરંગ તેના મનને સ્પર્શ્યો નથી. તેની દેખરેખ રાખનારાઓ મંત્રીઓએ મને જણાવ્યું હતું કે, યુવરાજ પવિત્ર અને ચારિત્ર્યવાન છે. નગરીની અનેક રૂપયૌવનાઓ યુવરાજ પ્રત્યે સ્થિર નજરે જોતી હોય છે અને મનમાં યુવરાજ જેવો પતિ મળે તેવી પ્રાર્થના પણ કરતી હોય છે. પરંતુ આજ સુધી યુવરાજે એક પણ નારી પ્રત્યે નજર સરખીયે કરી નથી. મંત્રીનો આવો ખુલાસો જાણ્યા પછી મને પણ ખાત્રી થઈ છે કે આપણો પુત્ર પોતાના જીવતરને ડાઘ લાગવા નહિ દે. તું જોતી નથી, આટઆટલી સંપત્તિ વચ્ચે પણ તે મધ્યસ્થ ભાવે રહેતો હોય છે. રાજભવનની નવયૌવના દાસીઓને પણ તે બહેન કે માતા કહીને જ બોલાવતો હોય છે. મને લાગે છે કે એકાદ વર્ષ જવા દઈએ તો ઠીક."

"જેવી આપની ઇચ્છા" રાણી અમરસેનાએ કહ્યું.

પરંતુ ૨૦મું વર્ષ પૂરું થાય તે પહેલાં જ એક અદ્ભુત ચમત્કાર સર્જાયો.

યુવરાજ અભયંકર અશ્વચાલન કરીને ઘેર આવ્યો ત્યારે રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થઈ ગયો હતો. સ્નાનાદિથી નિવૃત્ત થઈને તે સીધો માતા-પિતાની ચરણસેવા કરવા ગયો. ત્યાર પછી પોતાના શયનગૃહમાં આવી એક આસન પર બેસી નિત્યના ક્રમ પ્રમાણે બેઘડી પર્યંત નવકાર મંત્રની આરાધના કરી.

ત્યાર પછી તે પોતાની શય્યામાં પડયો. થોડી જ વારમાં પરમ શાંતિ અનુભવતો યુવરાજ નિદ્રાધીન થઈ ગયો.

પાછલી રાતે તે એકાએક સફાળો બેઠો થઈ ગયો. જોતાં જ ચમકયો. નહોતું રાજભવન, નહોતો પોતાનો ખંડ, નહોતી શય્યા...શું આ સ્વપ્ન હશે?

આ તો કોઈ વનપ્રદેશ દેખાય છે. થોડીવારમાં જ પ્રાત:કાળ થશે, પણ પોતે અહીં આવ્યો કેવી રીતે? મહેલમાં હતો ને આ ગાઢ વન છે... સ્વપ્નનો ભ્રમ તો નહિ હોય ને? આમ વિચારી અભયંકરકુમારે પોતાના ગાલ પર ચુંટણી ખણી. તેનું મન બોલ્યું: 'આશ્ચર્ય! આ સ્વપ્ન નથી પણ નગ્ન સત્ય છે. પણ આમ બન્યું હશે કેવી રીતે? શું પોતે ઉંઘમાં જ કોઈ અશ્વ પર બેસીને નીકળી ગયો હશે? ના–ના એમ બને જ નહીં. હું સર્વ વાતે નિરોગી છું. મનથી આમ વ્યાકુળ બનીને યુવરાજે ચારે તરફ નજર કરી. બંને હાથ વડે મસ્તક દબાવ્યું; ત્યાં કોઈ ગેબી અવાજ આવ્યો હોય તેવો અવાજ તેના કાન પર અથડાયો: 'વત્સ, ચિંતા કરીશ નહિ. આ મહા શૈલવન છે. તારી નગરીથી સો યોજન દૂર આવેલું છે. તું ભર નિંદમાં હતો ત્યારે જ એક મુનિની આજ્ઞાથી હું તને અહીં લઈ આવ્યો છું. જો હમણાં પ્રાત:કાળ થશે...તું જમણા હાથ તરફની કેડીએ ચાલ્યો જજે. થોડીવારમાં જ એક નિર્મળ નદી આવશે. નદીના સામે કિનારે એક નાનો આશ્રમ દેખાશે. તે આશ્રમમાં તું જજે. તને અહીં લાવવાનું કારણ તાપસ મુનિ પોતે જ તને જણાવશે.'

અવાજની દિશા તરફ અભયંકરે જોયું. એક ઝાંખી માનવકૃતિ અદ્રશ્ય થઈ રહી હતી.

પ્રાત:કાળ થઈ ગયો.

પંખીઓનાં ગાન શરૂ થયાં.

અભયંકર જમણા હાથ તરફની કેડીએ ચાલવા માંડયો. પોતાની પાસે કોઈ શસ્ત્રો નહોતાં. પોતાના વસ્ત્રો પણ રાત્રિકાળનાં હતાં. આમ છતાં તે મનમાં નવકારમંત્રનું સ્મરણ કરતો કરતો ચાલવા માંડયો.

અર્ધકોશ જેટલે જતાં જ એક છિછરી છતાં સ્વચ્છ નદી દેખાઈ. હવે તો ઉષાનાં અજવાળાં પથરાઈ ચૂક્યાં હતાં. મહા શૈલવનનો વાયુ ઘણો મધુર અને સુખદ હતો. વનનાં પંખીઓ નિર્ભયતાપૂર્વક જાણે કલ્લોલ કરતાં હતાં.

નદીના સામે કાંઠે જ એક બેત્રણ ખંડવાળી પર્ણકુટિર દેખાણી. ગેબી અવાજના આદેશ પ્રમાણે તે નિર્ભયતાપૂર્વક નદીના સામે કાંઠે આવેલા આ નાના આશ્રમમાં આવ્યો. આશ્રમનો ઝાંપો ખુલ્લો હતો. ચારે તરફ નજર કરતો કરતો તે ઝાંપામાં દાખલ થયો.

પર્ણકુટિરની પરશાળમાં એક તાપસમુનિ માત્ર કૌપિન ધારણ કરીને ઉઘાડે શરીરે યોગમુદ્રામાં ધ્યાન સ્થભાવે બેઠા હતા. આત્મદર્શન કરનારાઓએ બહારનાં દેખાતાં પ્રત્યેક પુદગલ દ્રશ્યોથી વિરકત થઈ અંતઃકરણમાં ઉતરવું પડે છે. એ વખતે તેનાં નેત્રો મીંચાયેલાં હોય છે. અભયંકરે જોયું, કોઈ તપસ્વી અકિંચન મુનિ ધ્યાનસ્થદશામાં બેઠા છે. એમનું વદન ભવ્ય છે. કાયા અતિવૃધ્ધ હોવા છતાં તેનું તેજ સૂર્ય સમાન છે. યોગીરાજની તેજ-પ્રભા જાણે આ નાના આશ્રમમાં ચારે દિશાએ મૂર્ત બની ન હોય! એમ દેખાતું હતું.

યુવરાજ અભયંકર પરસાળમાં ગયો અને તાપસમુનિને ભાવપૂર્વક વંદન કરી એક તરફ બેસી ગયો.

લગભગ એકાદ ઘટિકા પછી ધ્યાનમુકત થઈને યોગીરાજે પ્રસન્ન વદને-નયને રાજપુત્ર તરફ જોયું અને બે હાથ ઉંચા કરી ધર્મલાભ રૂપી આશીર્વાદ આપ્યા.

ત્યાર પછી અભયંકરે અતિ વિનયપૂર્વક મસ્તક નમાવી કુશળ પૂછ્યા.

શિષ્ટાચાર પૂરો થયા પછી તાપસે કહ્યું : 'હે ભાવિ ચક્રવર્તી, તને અહીં લાવવામાં તારા પોતાના હિત સિવાય અન્ય કોઈ પ્રયોજન નથી. પણ એ પ્રયોજન હું તને પછી કહીશ. પ્રથમ તું આ કુટિર પાછળના કુંડ પાસે જા... ત્યાં તું સ્નાન કરી લે. દંતધાવનનો પણ સમય થઈ ગયો છે. પ્રાતઃ-કાર્ય આટોપી લે. ત્યાર પછી તું અહીં આવજે.'

અભયંકર કંઈક દ્વિધામાં પડી ગયો. પોતાનાં અન્ય કોઈ વસ્ત્રો તો હતાં જ નહિ. શું ભીને વસ્ત્રે અહીં આવવાનું હશે?

ત્યાં તો યોગેન્દ્રે પ્રસન્ન સ્વરે કહ્યું : 'વત્સ, તારા પહેરવાનાં વસ્ત્રો તે કુંડ પાસે જ મૂકેલાં છે. અંગલૂછણ, ઉબટન, તેલ બધી સામગ્રી પડી છે. શૌચ જવા માટે એક પાત્ર પણ હશે. તને ગમે એવું દાતણ પણ ત્યાં મૂકેલું છે. તું જા...'

અભયંકર આશ્ચર્યમગ્ન બની નમન કરીને ઝૂંપડીની પાછળ ગયો.

કુંડ સાવ નજીક હતો. કુંડમાંથી અવિરત ઝરણારૂપે જળ વહેતું રહેતું હતું. અને તેને નવાઈ તો એ વાતની લાગી કે પોતાનાં વસ્ત્રો ઘડીબંધ ત્યાં પડયાં હતાં. એક બદામના પાત્રમાં ઉબટનનો પીંડ હતો. એક માટીના કચોળામાં શતપાક તેલ હતું, પોતાનું જ અંગલૂછણ પડયું હતું. એક જળ ભરેલો લોટો હતો. એક દાતણ પડયું હતું.

આ કેવી રીતે બન્યું હશે! 'આવા પ્રશ્ન સાથે અભયંકર જળ ભરેલો લોટકો લઈને શૌચ માટે દૂર નીકળી ગયો. તેના મનમાં એક પ્રશ્ન જાગ્યો હતો. યોગીરાજે મને ભાવિ ચક્રવર્તી શા માટે કહ્યો? શું કોઈના બદલે તો મને ઉઠાવી લાવવામાં નહિ આવ્યો હોય ને?

લગભગ દોઢેક ઘટિકા પછી અભયંકર સ્નાનાદિ પ્રાતઃકાર્ય પતાવી યોગેન્દ્ર પાસે આવી ગયો અને નમન કરીને તેમની સામે બેસી ગયો.

યોગીરાજ તાપસ મુનિએ આછા હાસ્ય સહિત અભયંકર સામે જોયું. ત્યારપછી તરત નેત્રો બંધ કરી કંઈક હાથની આંગળીઓ વડે બે મુદ્રાઓ કરી.

વળતી જ પળે ઉત્તમ ખાદ્યસામગ્રીનો ભરેલો થાળ ઉદિત થયો. તાપસ મુનિએ કહ્યું : 'યુવરાજ, અભયંકર, હવે શાંતિથી શિરામણ કરી લે.'

'કૃપાળુ આપના દર્શનમાત્રથી જ હું તૃપ્ત થઈ ગયો છું. સંત પુરુષોનાં દર્શન ખરેખર તૃપ્તિકારક હોય છે. મારા ખાતર આપશ્રી...'

વચ્ચે તાપસ મુનિએ કહ્યું : 'અભયંકર, સંકોચનું કાંઈ કારણ નથી. તું શિરામણ કરી લે પછી આપણે નિરાંતે વાતો કરીશું. તું કોઈ પ્રકારનો ભય, સંશય કે ચિંતા સેવીશ નહીં.'

'મહાત્મન, આપના દર્શન માત્રથી ભય, ચિંતા કે શંકા રહ્યાં નથી.' કહી યુવરાજે થાળમાંથી ઉત્તમ ખાદ્યસામગ્રી લેવી શરૂ કરી. ત્યાં તો કેસરી દૂધનું એક પાત્ર આવ્યું. આ બધું ક્યાંથી આવે છે ને કોણ આપી જાય છે તે યુવરાજને સમજાયું નહીં. તે માત્ર એટલું સમજી શક્યો કે તાપસ મુનિ સિધ્ધપુરૂષ લાગે છે.

# પ્રકરણ ૨જું

## રાજ્યાભિષેક

શિરામણ પૂરું થયા પછી તાંબુલાદિ મુખવાસ ગ્રહણ કરીને યુવરાજ અભયંકર યોગીરાજના યોગબળથી પ્રભાવિત બનીને તેની સામે બેઠો.

તાપસ મુનિએ આશીર્વાદ આપીને કહ્યું : 'યુવરાજ, તું ખરેખર ઉત્તમ ગુણોયુકત મહાન છે. મેં તને આ સ્થળે હેતુપૂર્વક બોલાવ્યો છે. તું તો જાણે છે કે જૈન તાપસમુનિઓ અહિંસક હોય છે એટલે કોઈ બત્રીસ લક્ષણા માનવી ખાતર તને બોલાવ્યો નથી. હું તાપસમુનિ છું. છેલ્લાં વીસ વરસથી અઠમ તપના પારણે અઠમ કરું છું. વચ્ચે માસખમણ પણ કરી લઉં છું. આપણી મહાન વિદ્યાઓના સેવનથી મને અનેક લબ્ધિઓ પ્રાપ્ત થઈ છે. છેલ્લે છેલ્લે ઇચ્છાશકિત પણ ફળી છે...

પરંતુ આ બધી લબ્ધિઓ કે શકિતઓ અહીં છોડીને આત્માને વિદાય લેવાની રહે છે. મારો દેહકાળ પૂરો થવા આવ્યો છે અર્થાત થોડા દિવસો પછી હું આ કાયા છોડીને વિદાય લઈશ. સુયોગ્ય વ્યકિતઓને મેં વિવિધ વિદ્યાઓ આજપર્યંત આપ્યા કરી છે. મારી પાસે એક મહાન વિદ્યા રહી ગઈ છે. જે હું સુપાત્ર વગર કોઈને આપી શકયો નથી. કારણ કે, એ વિદ્યાનો કોઈ દુરુપયોગ કરે તો ભારે અનર્થ ઉભો થાય અને સદુપયોગ કરે તો અન્યને રક્ષણ આપી શકે. એ વિદ્યાનું નામ છે ખડગ સિધ્ધિ. એ વિદ્યાના પ્રભાવે માનવી ત્રણેય જગતમાંની હરકોઈ વ્યકિતથી પરાજિત થતો નથી... સર્વત્ર વિજયવંત રહે છે. કોઈ સુપાત્રના અભાવે આ મહાન

વિદ્યા હું કોઈને આપી શકયો નથી. આ અંગે હું ભારે ચિંતા કરવા માંડયો. મારી મનોવેદના જોઈને એ વિદ્યા જ મારી સામે સાક્ષાત પ્રગટ થઈ અને બોલી, "વત્સ, તું ચિંતા ન કરીશ. તારું આયુષ બળ સમાપ્ત થાય તે પહેલાં જ હું એક સુપુરુષ તારી સમક્ષ મૂકીશ. તું તે સુપાત્ર વ્યકિતને તારી મહાવિદ્યાનું દાન કરીને ચિંતામુકત થજે.' વિદ્યાદેવીના આ આશ્વાસનથી હું ભારે હળવો થઈ ગયો અને વિદ્યાદેવીએ જ પોતાના એક ચરને પાઠવીને આજ ઉત્તમ રાત્રિએ તને અહીં લાવી મારી પાસે મૂકયો."

યુવરાજ અભયંકરને આ વાત સાંભળીને આશ્ચર્ય થયું. પણ તેના હૈયામાં આવી વિદ્યા પ્રાપ્ત કરવાનો કોઈ ઉમંગ ન જાગ્યો.

યોગીન્દ્રે કહ્યું : "વત્સ, તું સર્વ વાતે સુયોગ પાત્ર છે. માટે એ વિદ્યા તને અર્પણ કરીને હું નિશ્ચિત થવા ઇચ્છું છું. યુવરાજ, વિદ્યા સુપાત્રના હાથમાં મૂકાય તો દાતારૂપી ગુરુનું પણ ગૌરવ વધે છે. જેમ ઉત્તમ ક્ષેત્રમાં વાવેલું બીજ ધનિકને અતિ સમૃધ્ધ કરે છે. વળી સુપાત્રના હાથમાં ગયેલી વિદ્યા નિર્મળ અને મહત્ત્વવાળી બને છે. જેવી રીતે સ્વાતિ જળનું એક બિંદુ શુકિતના મુખમાં પડે છે તો તેનું તેજસ્વી મોતી બંધાય છે. વળી આ વિદ્યા પણ તારામાં આસકત થયેલી લાગે છે કારણ કે; વિદ્યાએ જ તને પસંદ કર્યો છે. વિદ્યા આપવામાં તો હું માત્ર નિમિત્તરૂપ છું. માટે તું કોઈ પ્રકારનો સંશય રાખ્યા વગર વિદ્યાનો સ્વીકાર કર."

અત્યાર સુધી શાંત ભાવે સાંભળી રહેલો યુવરાજ બે હાથ જોડીને વિનમ્ર સ્વરે બોલ્યો : "ગુરુદેવ, આપ સમા મહાત્માનાં દર્શનથી જ મને સર્વ સિધ્ધિ સ્વયં પ્રાપ્ત થઈ ગઈ છે, પછી આવી એક ખડગ વિદ્યા શા માટે? આપ તો મહાજ્ઞાની છો અને જાણો પણ છો કે, ચિંતામણિ રત્ન જેવી વસ્તુ પ્રાપ્ત થઈ હોય તો તે પણ આલોક પૂરતી જ લાભદાયક હોય છે. જ્યારે આપ સમા મહાત્માના સત્સંગથી માનવીને ઉભયલોક હિતકારી બને છે. સંસારમાં બધી વસ્તુ મળી શકે છે પરંતુ સંતપુરુષોનું દર્શન થવું એ

ભારે દુર્લભ હોય છે. મને તો આજ આપનાં દર્શનથી અપ્રાપ્ય અને અપૂર્વ વસ્તુ મળી ગઈ છે."

નવજવાનનો વિનય જોઈને યોગીરાજનું હૈયું નાચી ઉઠયું. યુવરાજે એવાને એવા ભાવભર્યા વિનમ્ર સ્વરે કહ્યું: "ગુરુદેવ, શાસ્ત્રકારોએ મહાપુરુષોના સંગને કલ્પદ્રુમની ઉપમા આપી છે. પૂર્વના જડ બની ગયેલા પાપકર્મોનો વિનાશ આપ સમા જ્ઞાનીઓના સત્સંગથી થાય છે. વળી આપ સમા તાપસશ્રેષ્ઠના દર્શનથી પુણ્યનો વિસ્તાર વધે છે. અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરનારી અને પરમ બ્રહ્મનું પદ આપનારી મહાશકિત પણ સજ્જન પુરુષો અને મહાત્માઓ સાથેના સત્સંગમાં રહેલી છે. આવો મહાન લાભ પ્રાપ્ત થયા પછી એક સામાન્ય વિદ્યા પ્રાપ્ત કરવાનો મારા મનમાં જરાયે ઉમંગ નથી."

"વત્સ, આ ઉમંગનો પ્રશ્ન નથી. હું સુપાત્રને આ વિદ્યા આપીને ન જાઉં તો મારી શુભગતિમાં મોટો અવરોધ આવે... વળી મારી આયુષ-મર્યાદા પૂરી થવા આવી છે. યુવરાજ, સંસારમાં બધું સહજ પુરુષાર્થથી પ્રાપ્ત કરી શકાય છે. મુકિત જેવી અલભ્ય વસ્તુ પણ પુરુષાર્થથી પ્રાપ્ય બને છે. પરંતુ આયુષને એક પળ માટે પણ લંબાવવું એ કોઈ પુરુષાર્થથી શકય બનતું નથી. કોઈ મંત્ર, કોઈ જ્ઞાન, કોઈ વિજ્ઞાન, કોઈ ઔષધ કે કોઈ ભાવના આયુષમર્યાદાને વધારી શકતી નથી. આ ન્યાયે મારી પાસે એટલો સમય પણ નથી કે હું કોઈ સુપુરુષની અન્યત્ર તપાસ કરી શકું. વળી તારે એક વાત લક્ષમાં રાખવાની છે કે, તારા અહિત માટે મારો આટલો આગ્રહ નથી. ખડગ વિદ્યા મહાન છે. વિદ્યાધરો પણ આ વિદ્યા પ્રાપ્ત કરી શકતા નથી. વળી મેં તને ભાવિ ચક્રવર્તી તરીકે સંબોધ્યો હતો એ વાત પર તું શ્રધ્ધા રાખજે."

"ભગવંત ચક્રવર્તીપદ તો......"

વચ્ચે જ ગુરુમહારાજે કહ્યું: "વત્સ, કોઈ પણ પદ સ્વર્ગમાં, નર્કમાં કે પંચમગતિમાં લઈ જતું હોય છે. એ તો જે પદ ગૌરવનો સ્વામી બને

તેનો મનોભાવ પર બધું અવલંબે છે. તું સ્વભાવે વિનયી, શાંત અને સમજુ છો. મને વિશ્વાસ છે કે ચક્રવર્તીપદ તારા માટે દૂષણ નહિ પણ ભૂષણ બનશે."

યુવરાજ અભયંકરે મસ્તક નમાવીને કહ્યું: "ભલે ગુરુદેવ, હું વિદ્યા ગ્રહણ કરીશ."

"મારો માનસિક ભાર હળવો થયો. હું તને વિદ્યા અત્યારે જ આપું છું અને આજ રાત્રિએ વિદ્યા સિધ્ધ પણ કરાવીશ." પ્રસન્ન સ્વરે ગુરુરાજ બોલ્યા.

લગભગ એક પ્રહર પર્યંત ગુરુદેવે અભયંકરકુમારને ખડગ સિધ્ધ કરી વિદ્યાઅર્પણ કરી, તેની રીત સમજાવી, મંત્રાક્ષરો કંઠસ્થ કરાવ્યા અને આશીર્વાદ આપ્યા.

મધ્યાન્હ થયો હતો એટલે ગુરુદેવે પોતાની લબ્ધિ વડે સર્વોત્તમ ભોજનનો થાળ મંગાવ્યો. અભયંકર અતિ પ્રસન્ન ભાવે જમ્યો; ત્યાર પછી બાજુની કુટિરમાં મંત્રબળે ઉત્તમ શય્યાની રચના કરીને અભયંકરને આરામ લેવા જણાવ્યું.

ખરેખર ભાગ્યશાળીનું ભાગ્ય સામું દોડતું જ આવે છે. ભાગ્યવંતોએ ભાગ્યને શોધવા જવું પડતું નથી. આવી મહાન અને અપૂર્વ વિદ્યા અણધારી રીતે પુણ્યોદય જાગતાં યુવરાજને મળી ગઈ. વૃધ્ધ યોગીરાજને પણ સુપાત્રે વિદ્યા દાન કર્યાનો પૂર્ણ સંતોષ થયો અને ભવ વિકૃતિનો ભય ટળી ગયો.

રાત્રિના પ્રથમ પ્રહરની બે ઘટિકા વિત્યા પછી અભયંકરને સ્નાનશુધ્ધ કરી જાપ માટે એક આસન પર બેસાડી દીધો અને પોતે સામે બેસીને વિદ્યા સિધ્ધ કરાવવા માંડી.

છેક પ્રાતઃકાળે વિદ્યા સિધ્ધ થઈ ગઈ. દેવીએ અદ્રશ્યપણે આવીને યોગીરાજ તથા અભયંકર પર પુષ્પવૃષ્ટિ કરી.

આ તરફ રાજભવનમાં તો ભારે દેકારો અને ચિંતાજનક વાતાવરણ ફેલાઈ ગયું હતું. ગઈ પાછલી રાતે યુવરાજનું અપહરણ થયેલું તે વાત કોઈ જાણી શક્યું નહોતું.

હંમેશના નિયમ પ્રમાણે સ્નાન-પૂજન આદિથી નિવૃત્ત થઈ અભયંકર માતાપિતાની ચરણરજ લેવા આવતો. અને પછી તેઓની સાથે જ દુગ્ધપાન કરતો.

પણ દિવસનો પ્રથમ પ્રહર પૂરો થવા આવ્યો છતાં યુવરાજને આવેલો ન જોઈ પિતાએ તપાસ કરાવી તો સમાચાર મળ્યા કે યુવરાજશ્રી ક્યાંક બહાર ગયા લાગે છે. તેમના શયનખંડમાં નથી.

કોઈ દિવસ માતાપિતાની આજ્ઞા મેળવ્યા વગર અભયંકર બહાર જાય નહિ ને આમ કેમ બન્યું હશે?

બીજો પ્રહર પૂરો થયો. એકનો એક નવજવાન પુત્ર ક્યાં ગયો હશે? રાજા ક્ષેમંકરે મહા પ્રતિહારને બોલાવી કુમારની તપાસ કરવા માટે સેવકોને મોકલવાની વ્યવસ્થા કરી. મંત્રીઓને ત્યાં કદાચ ગયો હોય તે દ્રષ્ટિએ મંત્રીઓને ત્યાં પણ તપાસ કરવા માણસો દોડાવ્યા.

પણ વહાલા પુત્રના કશા વાવડ ન મળ્યા. અભયંકરને એવા કોઈ મિત્રો પણ નથી કે જેને ત્યાં તે જાય અથવા તો તેઓની સાથે ક્યાંય ક્રિડા કરવા જાય. તો શું બન્યું હશે?

ત્રીજો પ્રહર પૂરો થયો.

શતાધિક સૈનિકોને નગરી બહાર આસપાસના વન, ઉપવન ને ગ્રામ્ય વિસ્તારમાં તપાસ માટે રવાના કર્યા.

ચિંતાના કારણે રાજારાણીએ ભોજન પણ નહોતું કર્યું. આખા દિવસની લાંઘણ થઈ હતી.

રાત્રિ પડી. રાજાએ મંત્રીઓને ઘેર બોલાવ્યા હતા. નાની એવી સભા મળી ગઈ હતી. રાજાએ કહ્યું: "આ ભારે આશ્ચર્ય કહેવાય! યુવરાજ એક ઘટિકા માટે પણ બહાર જાય તો માતાપિતાની આજ્ઞા માગ્યા વગર ન રહે

તેમ, પોતે ક્યાં જાય છે તે જણાવ્યા વગર ન રહે. નગરીમાં કોઈ શત્રુ નથી. વળી યુવરાજનો વિનયી સ્વભાવ સહુને માટે આકર્ષણરૂપ છે. યુવરાજની તપાસનું પણ હજી સુધી કોઈ પરિણામ આવ્યું નથી."

રાજપંડિતે કહ્યું : "કૃપાનાથ, આપ કોઈ પ્રકારની ચિંતા ન કરશો. યુવરાજના ગ્રહ ઘણા જ તેજસ્વી છે. તેનું કોઈના હાથે અનિષ્ટ થવાનો સંભવ નથી."

"આપની વાત બરાબર છે, પણ અમારાં હૈયાં ભારે વેદનામય બની ગયાં છે. જો આપ આજ્ઞા આપો તો હું પોતે પ્રિય પુત્રને શોધવા નીકળી પડું." રાજાએ કહ્યું.

"કૃપાનાથ, આપને આજ્ઞા આપવાનો કોઈ સવાલ નથી. પરંતુ આપે ધૈર્ય રાખવું જોઈએ. શતાધિક સૈનિકો અને ચાર સેનાપતિઓ યુવરાજને શોધવા ગ્રામ્ય અને વનવિસ્તારમાં ઉપડી ગયા છે. સવાર સુધીમાં તો સમાચાર આવી જશે. વળી મહાસેનાપતિએ આ આપણા સો ચરનાયકોને તૈયાર થવાની આજ્ઞા આપી છે. આપણા ચરનાયકો એવા છે કે, ગમે તેને પાતાળમાંથી પણ શોધી લાવે."

બીજા મંત્રીએ કહ્યું : "મહારાજ, આપ ધૈર્ય રાખો. હું જાણું છું કે યુવરાજશ્રી ઘણીવાર વહેલી સવારે અશ્વચાલન માટે નીકળી જતા હોય છે અથવા તો નગરી બહાર પગપાળા પણ ફરવા જતા હોય છે. સંભવ છે, વહેલી સવારે તેઓ ગયા હોય અને નગરી બહારના ભાગમાં કોઈ દુ:ખીના દુ:ખને દૂર કરવાના કામમાં પરોવાઈ ગયા હોય."

"મંત્રીજી, એનો અશ્વ અશ્વશાળામાં છે, તેમ તે શયનખંડની બહાર ગયો હોય એવો કોઈ વાવડ કે પુરાવો નથી. રાજભવનના રક્ષકોએ યુવરાજને બહાર જતા જોયા નથી" રાજાએ કહ્યું.

અર્ધરાત્રિપર્યંત વિવિધ પ્રશ્નો રૂપે આ પ્રસંગને વિચારીને બેઠક પૂરી થઈ. મહારાજા ચિંતાભર્યા વદને શયનગૃહમાં ગયા. રાણી પણ રડી રડીને

જાગતી બેઠી હતી. સ્વામીને આવેલા જોતાં જ તે ઉભી થઈ અને બોલી : "મારા લાલના કંઈ સમાચાર મળ્યા?"

"ના...પણ સવાર સુધીમાં સમાચાર મળી જશે." કહી રાજા ગાદી ઉપર બેસી ગયા.

અહીં આવી વેદના વરસી રહી હતી ત્યારે યુવરાજ અભયંકર વિદ્યા સિધ્ધ કરી રહ્યો હતો.

અને પ્રાતઃકાળે કાર્ય પૂર્ણ થતાં ગુરુરાજે યુવરાજના મસ્તક પર હાથ મૂકી કહ્યુ : "વત્સ, સદાય ધર્મમાં ઉજમાળ રહેજે. ધર્મ એ જ જીવતરનું સાચું સત્વ છે, તે સત્ય કદી ભૂલીશ નહીં અને તારામાં રહેલા દાનગુણને વધુ ને વધુ ખીલવજે. ગુણની વૃધ્ધિ એ જ પુણ્યની પ્રક્રિયા છે. અને પુણ્ય કેવળ ઐહિક સુખો નથી આપતું, મોક્ષમાર્ગના પુરુષાર્થનું બળ પણ આપે છે. પ્રિય અભયંકર, જે કંઈ શુભકાર્ય કરે તે કેવળ કર્તવ્ય સમજીને કરજે. અનાસકિતભાવે કરજે. ફળની કોઈ ઇચ્છા રાખીશ નહિ."

યુવરાજે તાપસમુનિની ચરણરજ મસ્તકે ચડાવી.

તાપસયોગીએ કહયું : 'વત્સ, તારા માતાપિતા ભારે દુઃખ ભોગવી રહ્યાં છે. તું નેત્રો બંધ કરીને એકવીસ નવકારમંત્ર ગણજે. મારા અદ્રશ્ય સહાયકો તને તારા સ્થાને મૂકી દેશે. ખડગ સિધ્ધિ કરી વિદ્યાની પ્રાપ્તિ અંગે કોઈને કશું કહીશ નહિ. તારા ઉત્તમ વિનય ગુણ પર હું ખૂબ જ પ્રસન્ન થયો છું. હું તાપસ મુનિ છું એટલે ધનસંપત્તિ તને આપી શકતો નથી. માત્ર ધર્મલાભ આપું છું."

યુવરાજે મુનિના ચરણદ્વય પર મસ્તક અડકાડી મુનિએ કહ્યું તેમ નેત્રો બંધ કરીને તેમની સામે જ નવકાર મંત્રનું સ્મરણ કરવા બેસી ગયો.

એકવીસ નવકાર મંત્ર પૂરા થયે તેણે નયનો ખોલ્યાં. ન માની શકાય તેવું આશ્ચર્ય! નહોતી કુટિર, નહોતું વન કે નહોતા ગુરુદેવ! પોતાના શયનખંડના એક ખૂણામાં તે બેઠો હતો.

તે ઉભો થયો. વાતાયન પથેથી જોઈ શકાતું હતું કે ઉષ:કાળનો પ્રારંભ થવાની તૈયારી છે. રાજભવનના ઉપવનનાં વૃક્ષો પર પંખીઓનો કલરવ જાણે ઉષા:રાણીને અભિનંદવા પ્રભાતગીત ન ગાઈ રહ્યો હોય?

તેણે શયનખંડનું અટકાવેલું દ્વાર ખોલ્યું. બહાર બે સેવકો સૂનમૂનભાવે ઉભા હતા. યુવરાજને જોતાં જ તેઓ ચમકયા. એક તો કશું કહ્યા વગર મહારાજાને સમાચાર આપવા દોડયો.

યુવરાજે પ્રાત:કાર્ય આટોપવાની તૈયારી કરી. પ્રથમ તે રાજભવનના વાડામાં શૌચાર્થે ગયો. તે પાછો આવ્યો ત્યારે સમગ્ર ભવન આનંદમય બની ગયું હતું અને રાજારાણી બંને યુવરાજના ખંડમાં આવી ગયાં હતાં. માબાપનાં હૃદય કેટલાં લાગણીવાળાં હોય છે? સંતાનના સુખે સુખી અને દુ:ખે દુ:ખી થવાનું કર્તવ્ય કેવળ માતાપિતા જ બજાવતાં હોય છે.

યુવરાજ તરત માતાપિતાના ચરણ કમળમાં ઢળી પડયો. માતાપિતાએ પુત્રને પંપાળ્યો, ચૂમ્યો, હૈયાસરસો લીધો. માએ કહ્યું, 'બેટા, અમે તો ભારે ઉપાધિમાં પડી ગયાં હતાં."

"શા માટે મા?"

"ગઈ કાલે સવારથી તું દેખાયો જ નહીં. આખી નગરીમાં શોધખોળ કરી પણ ક્યાંય તારા વાવડ મળ્યા નહીં. ગઈ સાંજે તો આસપાસના વનપ્રદેશ અને ગ્રામ્યવિસ્તારમાં તારી તપાસ માટે સૈનિકોની ટુકડીઓ ગઈ છે. તું કયાં ગયો હતો? તારા અદર્શનથી મેં ને તારી માતાએ ગઈકાલથી અન્ન પણ લીધું નથી."

"પિતાજી, હું કયાંય નહોતો ગયો. એક સત્વશિલ તાપસમુનિના આપણા ઉપવનમાં દર્શન થયાં. તેઓ મહાજ્ઞાની અને વિદ્યાવંત હતા. તેમની લબ્ધિઓ પણ દૈવીશકિતને મહાત કરે તેવી હતી. તેઓની સાથે હું નદી કિનારે ગયો હતો અને સત્સંગમાં સમય કેમ ગયો હતો તેની ખબર પણ ન રહી.

હું આપ બંને પૂજ્યોની ક્ષમા માગું છું કે આપને કશી સૂચના આપી શક્યો નહિ અને મારા અંગે આપશ્રીને પરિતાપ ભોગવવો પડયો. મારો જીવ તો અહીં જ હતો. પરંતુ આ મહાપુરુષની ચર્ચા એટલી ભવ્ય હતી કે તેનો લાભ હું જતો કરી શકયો નહિ. તેઓએ લબ્ધિ વડે મને ઉત્તમ ભોજન પણ કરાવ્યું હતું અને આજે પ્રાત:કાળે તેઓ આકાશમાર્ગે ચાલ્યા ગયા. મને મારા ખંડમાં પોતાની શકિત વડે પહોંચાડી દીધો.

આનંદમંગલ છવાઈ ગયો.

માતાપિતા અને પુત્ર પ્રાત:કાર્ય આટોપી, શ્રીજિનેશ્વર ભગવંતની પૂજા-ભકિત કરી સાથે શિરામણ લેવા બેઠાં.

અને આખો દિવસ હર્ષ વ્યકત કરવા આવનારાઓમાં ચાલ્યો ગયો. નગરજનોએ તો પોતાના ભાવિ રાજાનો પુનર્જન્મ થયો હોય તેવા ઉલ્લાસથી ઉત્સવ શરૂ કર્યો.

ત્રણ દિવસ પછી રાજારાણીએ નક્કી કર્યું કે, હવે અભયંકર દરેક રીતે તૈયાર હોવાથી તેને રાજસિંહાસન સોંપી દેવું અને આપણે ધર્મકરણીમાં તન્મય બનવું.

અને રાજાએ પોતાનો આ નિર્ણય મંત્રીઓને પણ જણાવ્યો. સહુ સંમત થયા. રાજના કુલપુરોહિતે તો ત્યાં સુધી કહ્યું કે, "મહારાજ, ઉત્તમ પુત્રો માતાપિતાનો બોજ હળવો કરી માતાપિતાને ધર્મકરણી માટે મુકત કરે છે."

એક દિવસે રાતના પ્રથમ પ્રહર પછી માતાપિતાએ અભયંકરને બોલાવ્યો. પુત્ર નમન કરીને સામે બેસી ગયો. પિતાએ કહ્યું : "બેટા, તારી માતા તારાં લગ્ન ઇચ્છે છે. મેં તેમને તારા વિચાર જણાવ્યા છે એટલે એક વર્ષ પર્યંત અમે આ અંગે કશો પ્રયત્ન નહીં કરીએ. પરંતુ તે પહેલાં અમારી ભાવના છે કે તારા જેવા કુળભૂષણ પુત્રને રાજસિંહાસન સોંપી અમારે ધર્મકરણી માટે નિવૃત્ત થવું. અમે બંનેએ એમ નક્કી કર્યું છે કે, એક વર્ષ પર્યંત તારી સાથે રહી આપણા કુળની પરંપરા અનુસાર અમે બંને સર્વ ત્યાગના

માર્ગે જવા ઇચ્છીએ છીએ. રાજસિંહાસન સાચવવા યોગ્ય પુત્ર હોય ત્યારે માબાપે સંસારની માયાજાળને બથ ભરીને વળગી રહેવું ન જોઈએ. વળી આપણા કુળની પરંપરા તો ત્યાગની જ રહી છે."

વિનયવંત અભયંકરકુમારે માતાપિતાને પુનઃ નમન કરીને બે હાથ જોડી કહ્યું : "મારાં પરમ ઉપકારી પૂજ્યશ્રીઓ, હું આપને કયા શબ્દોમાં કહું? આપ સમા પૂજ્યોની ભક્તિથી પ્રાપ્ત થતાં તેજકિરણો છોડીને આ રાજ્યરૂપી નર્ક નરક દોરી જનારા માર્ગને હું કેવી રીતે સ્વીકારું? નહીં પિતાજી મને આપના ચરણકમળમાં જેટલો આનંદ છે તેટલો રાજ્ય, સિંહાસન, સત્તા કે સંપત્તિમાં નથી.'

રાજાએ કહ્યું : "વત્સ, તારી આ ભાવના ઉત્તમ હોવા છતાં કર્તવ્ય માર્ગ પર સ્થિર નથી થતી. સંસારના વૈભવ વચ્ચે અને રાજસુખ વચ્ચે અમે કેટલાંય વર્ષો વિતાવ્યાં...હવે અમારી પણ ભાવના એ હોય પરનો મોહ છોડી સ્વને નિહાળવાનો પુરુષાર્થ કરવો. સમજુ અને કર્તવ્યશીલ સંતાનો તો માતાપિતાના આવા વિચારમાં પ્રેરક બને..."

અભયંકર માતાપિતા સામે સજળ નયને જોઈ રહ્યો. ત્યાર પછી ધીમા સ્વરે બોલ્યો : "આપ પૂજ્યોના મંગળ માર્ગનો હું અવરોધ નહીં બનું."

માતાપિતાના વદન પર પ્રસન્નતા નાચી ઉઠી.

અને મહારાજાએ બીજે જ દિવસે રાજપુરોહિતને બોલાવી સઘળી વાત કરી અને ઉત્તમ દિવસ નક્કી કરવાની સૂચના આપી.

બે મહિના પછી અભયંકરકુમારનો ઉત્સવપૂર્વક રાજ્યાભિષેક કરવામાં આવ્યો અને આ અરસામાં જ એક મહાન આચાર્ય ભગવંત પધારતાં રાજા-રાણીએ સર્વ ત્યાગનો માર્ગ અંગિકાર કર્યો. તેઓએ પુત્રને એક વરસ સાથે રહેવાનું વચન આપ્યું હતું પરંતુ આકસ્મિક યોગ આવતાં અભયંકરે પણ પ્રસન્ન હૃદયે માતાપિતાના માર્ગને અજવાળવાની સંમતિ આપી.

# પ્રકરણ ૩જું

## રાક્ષસરાજ વિડંબ

માતાપિતા અને બીજા કેટલાક નગરજનો સર્વ ત્યાગના પંથે સંસારનું ભવ ભ્રમણ દૂર કરવા અને શાશ્વત સુખની આરાધના કરવા જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યની પાંખ સાથે વિહાર કરી ગયા.

વરસોના સ્નેહ પછી આવો કાયમી વિયોગ આવે તે દુઃખ કરે છે. પરંતુ સમજુ માણસો શુભ હેતુએ થતા પુરુષાર્થને વધાવી લે છે. રાજા અભયંકરને ચાર છ દિવસ વિશાળ રાજભવન અનડું લાગ્યું. રાજભવનમાં માતાપિતા નહોતા તેમ કોઈ અપરમાતા નહોતી. રાજા ક્ષેમંકર એટલા નિષ્ઠાવાન અને ચારિત્ર્ય શુદ્ધ હતા કે તેઓએ કોઈ રખાત પણ રાખી નહોતી. હા, પરિવારની બે ફોઈઓ ને એક દાદીમા હતાં. અભયંકર હંમેશ સવારે આ વડીલોના આશીર્વાદ લેવા જતો. ત્યાર પછી તે શિરામણ કરી રાજસભામાં જતો. તેણે પોતાનો મોટા ભાગનો સમય સરલ, સુખરૂપ અને આદર્શ રાજ્ય રચવામાં ગાળવો શરૂ કર્યો. લોકો પરના તમામ પ્રકારનાં કરભારણ કાઢી નાંખ્યાં. માત્ર વ્યવસ્થાખર્ચને પહોંચી વળવા પૂરતી આયાત-જકાત રાખી અને ખેડૂતો પાસેથી માત્ર નામનો વેરો લેવાની જાહેરાત કરી. રાજાની આવી ઉદારતાથી સમગ્ર રાજ્યમાં આનંદ છવાઈ ગયો.

રાજ્યની આવકનાં સાધનો એવાં સરસ હતાં કે જનતા પર કોઈ પ્રકારના કરભાર લાદ્યા વગર રાજનો વહીવટ ચલાવી શકાય. બે ખાણ

સુવર્ણની હતી, એક ખાણ રત્નની હતી. અન્ય પ્રદેશોમાં રત્ન અને સુવર્ણ-સ્રોતરૂપ હતું.

કોડીનું પ્રારંભિક ચલણ હતું. જે કોડીઓ સાગરતટેથી પુષ્કળ પ્રાપ્ત થતી હતી. જે રાજયનો આર્થિક વ્યવહાર પ્રાકૃતિક સ્રોત પર આધારિત હોય છે તે રાજયની જનતા સુખી અને સમૃધ્ધ બને છે. જનતા પર કોઈ પ્રકારનું આર્થિક વિષચક્ર આવતું નથી કે જનતા પર દેણાના ડુંગરો સર્જાતા નથી.

કોડી પછી તામ્રમુદ્રિકાનું ચલણ હતું. તાંબુ પુષ્કળ મળતું હતું. તામ્ર પછી રૌપ્ય મુદ્રિકાનું ચલણ હતું. રૂપું પણ વિપુલ પ્રમાણમાં ઉત્પન્ન થતું હતું અને અન્ય રાજયોમાંથી મેળવી શકાતું હતું. છેલ્લું ચલણ સુવર્ણમુદ્રાનું હતું. સોનાની બે ખાણો હોવાથી તે પણ પ્રાકૃતિક સ્રોતરૂપ હતું. રત્નો ચલણમાં નહોતા યોજાયાં પણ રત્નોના વિવિધ અલંકારો બનાવવા રત્નોના નાના મોટા ઘાટ ઘડવા વગેરે કાર્યમાં રાજયના હજારો કારીગરોને રોજી મળતી.

લોકજીવન પણ નિરુપદ્રવી, સુખી અને સંતોષી હતું. જેના આગેવાનો સદાચારી, સંસ્કારી, ન્યાયના આગ્રહી, સુનીતિપૂર્ણ, ધર્મપ્રેમી અને વત્સલ હોય છે તેની પ્રજાને પણ એવું જ ઉત્તમ માર્ગદર્શન મળે છે.

મહારાજ અભયંકરના રાજયમાં કોઈ ને કોઈ પ્રકારનું દુઃખ નહોતું અને તેની રાજસભામાં પ્રજાની ફરિયાદો કરતાંયે પંડિતોના જ્ઞાનવિવાદો મુખ્ય રહેતા. અન્ય રાજયના કવિઓ આવતા અને કાવ્યચર્ચા ચાલતી. કોઈ કવિએ અતિભાવપૂર્ણ રચના કરી હોય તો રાજય તરફથી તે કવિને સારો એવો પુરસ્કાર મળતો.

આસપાસનાં રાજયો મોટે ભાગે ખંડિયા અને મિત્રરાજયો જ હતાં. એક પણ શત્રુરાજય નહોતું.

માત્ર મહા પર્વત પર રહેતો રાક્ષસરાજ વિડંબ કોઈ કોઈ વાર ઉપદ્રવ કરી જતો. ખાસ કરીને રાજ્યના ગ્રામ્યપ્રદેશોમાંથી માણસોને ઉઠાવી જતો.

આવી ફરિયાદો કોઈવાર આવતી હતી......

પરંતુ આજની રાજસભા સમક્ષ આ ફરિયાદ વિરાટકાય બનીને આવી. વીસ કોસ દૂરના એક નાના ગામડામાંથી રાક્ષસરાજે દસ પુરુષો અને પાંચ બાળકોનું અપહરણ કર્યું હતું. મુશ્કેલી એ હતી કે તે પોતાના સાથીઓ સાથે આકાશમાર્ગે આવતો અને એ રીતે લોકોને ઉઠાવીને ચાલ્યો જતો. તેનો કોઈ સામનો કરી શકતું નહીં. માત્ર ઉઠાવતી વખતે થતી રોકકળ અને આકાશમાર્ગે લઈ જાય છે તેવી ચિચિયારી જ સંભળાતી; આથી જનતા સામનો કરી શકતી નહોતી.

નાના ગામડાનાં વીસેક જેટલાં નરનારે રાજસભા સમક્ષ ચાર દિવસ પહેલાં આ બનેલા બનાવની રડતાહૃદયે વાત કરી.

આખી વિગત સાંભળ્યા પછી મંત્રીશ્વરે ઉભા થઈને લોકોને ધૈર્ય આપ્યું અને કહ્યું : "રાક્ષસો પાસે માયાવી શકિત હોય છે એટલે આપણે તેને જોઈએ કે પડકારી શકતા નથી. પણ આ અંગે કંઈક કરવું જ પડશે. આપ સહુ નિશ્ચિત રહો."

મહારાજા અભયંકરે ઉભા થઈને કહ્યું : "મહામંત્રીશ્રી, લોકોની ફરિયાદ પ્રત્યે માત્ર શાબ્દિક સહાનુભૂતિ કામ કરી શકતી નથી. રાક્ષસરાજ વિડંબની અત્યાચારની કથા હું નાનપણથી સાંભળતો આવ્યો છું. તે કોઈવાર એકાદ માનવીને ઉપાડી જતો અને વાત વિસારે પડતી. આ છેલ્લા કિસ્સામાં તો પાંચ બાળકો સહિત પંદર માણસોને ઉઠાવવામાં આવ્યા છે. જો આવી પરંપરા ચાલુ રહે તો લોકોના રક્ષણ માટે હું નાલાયક અને કમજોર પુરવાર થાઉં. રાજવી સંસ્થાની રચના પાછળ અને લોકોનાં રાજ્યવર્તુળો બનાવવા પાછળ જનતાના તમામ પ્રકારનાં હિતો—આધ્યાત્મિક અને ભૌતિક—જળવાઈ રહેવાં જોઈએ અને જનતાનું રક્ષણ થવું જોઈએ. રાજવી સંસ્થાનો

આ પાયો છે. જે રાજવી સંસ્થા આ આદર્શથી ચલિત થાય તે રાજવી સંસ્થા નષ્ટ થવાને પાત્ર છે." ત્યાર પછી રાજાએ ફરિયાદી ગ્રામવાસીઓ તરફ જોઈને કહ્યું : "મારા અતિ પ્રિય ગ્રામવાસીઓ, હું આવતીકાલે સવારે મહાપર્વત તરફ જવા પ્રયાણ કરીશ અને વરસોથી મસ્તકશૂળ જેવા બની ગયેલાં આ પ્રશ્નનો કાયમી ઉકેલ લાવીશ.'

સમગ્ર સભાએ જયનાદ પોકાર્યો.

એક મંત્રીએ ઉભા થઈને કહ્યું : "કૃપાનાથ, આજ્ઞા આપો તો એક વિનંતી કરું.'

"મંત્રીશ્રી, રાજ્યના સઘળા મંત્રીઓ મારા મુરબ્બી છે. મારે આજ્ઞા આપવી તે શોભે નહીં. આજ્ઞા આપ જ કહો."

"કૃપાનાથ, મહાપર્વત અહીંથી એંશી યોજન દૂર છે. તે આખા પર્વત પર રાક્ષસની સત્તા છે. રાક્ષસના ભયે તે વિશાળ પર્વતપ્રદેશમાં કોઈ માનવી રહેતો નથી કે જતો પણ નથી. વળી તે અતિ માયાવી છે. મહામિથ્યાત્વી છે અને ક્રૂર છે. એવાની સામે આપણી સમગ્ર સેના લાચાર બની જશે. એ કરતાં......'

વચ્ચે જ અભયંકરે કહ્યું : 'ફરમાવો! પછી હું મારી વાત કહીશ."

મંત્રીએ કહ્યું : 'આવતીકાલે આપ પ્રયાણ કરો તે ઉતાવળ ગણાશે. પ્રથમ આપણા ઉત્તમ ચરપુરુષોને તપાસ કરવા મોકલો. ચરપુરુષો રાક્ષસરાજ વિડંબની સમગ્ર પરિસ્થિતિ જાણી લાવશે તો તેના પર કેવી રીતે કામ કરવું તે સરલ થઈ પડશે. વળી મહાપર્વત અહીંથી એંશી યોજન દૂર છે. દસ દસ કોશ ફરતું ગાઢ વન છે. એ વનમાં કોઈ પ્રવેશ કરતું નથી અને ભૂલેચૂકે તેમાં જનારાઓ કાં તો હિંસક પ્રાણીઓનો ભોગ બને છે અથવા રાક્ષસોના હાથે પિસાઈ જાય છે. આવા સંયોગોમાં આવું સાહસ વિચારપૂર્વક થાય તો વધુ સારું એવી મારી નમ્ર વિજ્ઞપ્તિ છે."

સભાજનોએ પણ મંત્રીની વ્યવહારિક વાતને વધાવી લીધી.

થોડીવાર પછી સભા શાંત થઈ ત્યારે અભયંકર મધુર સ્વરે બોલ્યો : 'આપ સમા વ્યવહારૂ, હિતસ્વી અને ચતુર મંત્રીઓથી આ રાજ્ય શોભાયમાન છે. હું પણ ઉજળો છું; પરંતુ લોકોના જાનમાલનું રક્ષણ કરવું એ રાજાનો પ્રાથમિક ધર્મ છે. જે રાજા કે રાજ્યસંચાલકો પોતાનો પ્રાથમિક ધર્મ ન બજાવી શકે તેઓ કાં તો નિર્બળ હોય છે કાં વિલાસી હોય છે, કાં કર્તવ્યપાલનથી વિમુખ હોય છે. ચાર દિવસ પહેલાં આપણા જ એક ગરીબ ગ્રામવાસીઓમાંથી પંદર માણસો રાક્ષસરાજ ઉઠાવી ગયો અને આપણને આજ ખબર પડી. રાક્ષસ વિડંબ માયાવી હોય કે સમૃધ્ધ હોય, પરંતુ પ્રાણના ભોગે તેનો મુકાબલો કરવો અને આ કાયમની પીડાનો અંત લાવવો તે મારું પ્રાથમિક કર્તવ્ય છે. આ કર્તવ્ય બજાવવા માટે હું આવતીકાલે સવારે એકલો નીકળી પડવાનો છું. રાક્ષસ વિડંબ પાસે માયાવી શકિત છે, તો મારી પાસે આધ્યાત્મિક શકિત છે. હું એ પણ નથી ઇચ્છતો કે, આવા કાર્યમાં આપણા સૈનિકોનો સંહાર થાય અને રાક્ષસોનું હિંસાનું તાંડવ ખેલવાની તક મળે અને રાક્ષસ વિડંબ સામે લડી લેવું એ મારો ધર્મ થઈ પડે છે. મેં આપને કે કોઈને આજપર્યંત એક વાત નથી કરી, પણ આજ ન છૂટકે કરવી પડે છે. જ્યારે હું યુવરાજપદે હતો ત્યારે તમો સહુને યાદ હોય તો એક દિવસ ને એક રાત પર્યંત દેખાયો નહોતો. મારાં પ્રિય માતાપિતાએ અન્નનો ત્યાગ કર્યો હતો; પરંતુ હું ઘણા યોજન દૂરના એક વનમાં દૈવીશકિતના આધારે પહોંચી ગયો હતો. ત્યાં મને એક વયોવૃધ્ધ તાપસ યોગીરાજનો મેળાપ થયો. તેઓએ જ મને આ રીતે અપહૃત કરીને પોતાની પાસે બોલાવ્યો હતો. તેઓનો આયુષ્યકાળ પૂરો થવા આવ્યો હોવાથી તેઓ એક મહાન ગણાતી ખડગસિધ્ધિ કરી વિદ્યા મને આપવાના હતા. મેં ઇનકાર કર્યો, પરંતુ તેઓની ભાવનાને મારે સંતોષવી પડી. તેઓએ મને એ વિદ્યા અર્પણ કરી અને સિધ્ધ પણ કરાવી. ત્યાર પછી વિદાય વેળાએ તેઓએ ઘણા જ પ્રેમથી ઇચ્છિત સ્થળે જઈ શકાય એવો આકાશ-

ગામિની વિદ્યા આપી. આ બે વિદ્યાઓના બળે હું રાક્ષસરાજનો ઉપદ્રવ અવશ્ય શાંત કરીશ. બોલો, મારો નિર્ણય બરાબર છે ને?"

આખી સભા દંગ થઈ ગઈ. રાજા અભયંકરના નિર્ણયને સહુએ જયનાદથી નવાજયો.

રાજસભા પૂરી થઈ. સહુ એક પછી વિદાય થવા માંડયા. મહામંત્રી સુમતિએ રાજાને એક તરફ લઈ જઈ કહ્યું : "કૃપાનાથ, આપણો મુખ્ય પ્રશ્ન તો રહી જ જાય છે!"

"મંત્રીશ્વર, મને બરાબર યાદ છે. પરંતુ મારી ભાવના એવી છે કે, મારે હજી બે વરસ જવા દેવાં."

મંત્રીશ્વર કશું બોલ્યા નહિ. શું કહે? અને તેઓ રાક્ષસરાજને ત્યાં જતા કંઈ રોકાઈ શકાશે નહિ. આથી મહામંત્રી સુમતિએ રાક્ષસરાજનો પ્રશ્ન પત્યા પછી આ વાત વિચારવાનું નક્કી કર્યું. એક નવજુવાન, સુંદર અને સ્વસ્થ, રાજવી અપરિણિત શા માટે રહે? વળી દીક્ષા લેતાં પહેલાં આ પ્રશ્નના ઉકેલનો ભાર મહારાજા ક્ષેમંકરે મહામંત્રીના મસ્તકે મૂકયો હતો.

રાજસભામાંથી બંનેના રથ વિદાય થયા.

અને રાતના પ્રથમ પ્રહર પછી રાજા અભયંકરે પોતાની તલવારને સિધ્ધ કરેલા મંત્ર વડે તૈયાર કરી અર્થાત ખડગસિધ્ધિકરી મંત્રના પ્રભાવે તે તલવાર અજેય બની ગઈ

રાત્રિના અંતિમ પ્રહરે જાગી, પ્રાતઃકાર્ય પતાવી અભયંકર નવકારમંત્રનું આરાધન કરવા બેસી ગયો

અને પ્રાતઃકાળના ધૂંધળા અંધકારમાં તે ભવનની અગાશી પર ગયો તેણે વીરવેશ ધારણ કર્યો હતો કમ્મરે મંત્રસિધ્ધ તલવાર લટકાવી હતી આ સિવાય બીજા કાંઈ શસ્ત્રો ધારણ નહોતાં કર્યા

મનમાં ગુરૂજનનું સ્મરણ કરીને તેમણે આપેલી આકાશગમન વિદ્યાના મંત્રનું સાત વાર સ્મરણ કર્યું અને મહાપર્વત પર રાક્ષસરાજ વિડંબના નિવાસસ્થાન પાસે પહોંચવાનો સંકલ્પ કરી નેત્રો બંધ કર્યાં

અર્ધ ઘટિકા પછી તે વિડંબના નિવાસસ્થાનના અભ્યંતર ભાગમાં આવેલા એક ઉપવનમાં પહોંચી ગયો આ ઉપવનમાં સુગંધી પુષ્પ છોડવાઓ નહોતા મોટેભાગે ચારે તરફ મહુડાનાં, તાડીનાં અને આંબાના વૃક્ષો હતાં ફુલઝાડમાં જાસુદ અને લાલ કરેણ સિવાય કશું દેખાતું નહોતું

ઉષા પ્રગટી ચૂકી હતી પંખીઓનો કલરવ થઈ રહ્યા હતો સામે એક પથ્થરનું મકાન દેખાતું હતું મકાનનું પ્રાંગણ સ્વચ્છ હોવા છતાં ત્યાં વિવિધ પશુહાડપિંજર મૂકવામાં આવ્યાં હતાં

અભયંકરને યાદ આવ્યું. સંતો જ્યારે જાગે છે ત્યારે દૈત્યો પોઢી જતા હોય છે, અર્થાત રાક્ષસો મોટેભાગે દિવસના સૂતા હોય છે, અને રાતે મદિરા અને નારીમાં મગ્ન બનતા હોય છે તેને એ પણ વિચાર આવ્યો કે રાક્ષસ જાતિ મહાન જાતિ હોવા છતાં અજ્ઞાનના કારણે પતનોન્મુખ જઈ રહી છે, ભૌતિક માયા સિધ્ધ કરવામાં પારંગત હોવા છતાં, ભગવાન શંકરના આરાધક હોવા છતાં, તેઓ કેવળ ભોગસુખમાં તન્મય રહેતા હોય છે જો આવી જ લગની આધ્યાત્મિક આનંદ પ્રાપ્ત કરવા પાછળ લગાડી હોત તો આજ આ જાતિ સ્વર્ગની સ્વામિની બની ચૂકી હોત!

પરંતુ બળનો ગર્વ માનવીને પાતાળમાં પટકે છે

અભયંકર મંદગતિએ મકાન તરફ અગ્રસર થયો

પ્રાંગણ પાસે પહોંચતાં તેણે જોયું, દસબાર કદાવર રાક્ષસો જાણે ભાન ગુમાવીને નિદ્રાના દાસ બની ચૂકયા છે.

કોઈ પ્રકારની રોકટોક વગર રાજા અભયંકર મકાનમાં દાખલ થયો. મકાનની ઓસરીમાં ચારપાંચ રાક્ષસીઓ અર્ધનગ્ન અવસ્થામાં ઘોરતી પડી હતી.

અભયંકરે ચારે તરફ નજર કરી. પાંચેક ખંડ દેખાયા, એમાં એક ખંડના દ્વાર પર શ્યામ કૌશેયનો જાડો પડદો લટકતો હતો. બાકીના ખંડોના દ્વાર ખુલ્લાં હતાં.

અભયંકરે એક ખુલ્લા દ્વારમાં ડોકિયું કર્યું. તેમાં ચાર સ્ત્રીઓ સૂતી હતી અને જયારે તેણે પડદાવાળા દ્વારમાં ડોકિયું કર્યું ત્યારે લગભગ નગ્ન હાલતમાં એક ભીમકાય રાક્ષસ ઓરડાના મધ્ય ભાગમાં પાથરેલી પથારી પર પડયો હતો. તેની બાજુમાં બે રાક્ષસીઓ નિદ્રાધિન થઈને પડી હતી. પથારીની બાજુમાં મૈરેયનાં કેટલાંક ખાલી પાત્રો પડયાં હતાં.

સૂર્યોદય થઈ ગયો હોવાથી ખંડમાં પ્રકાશ આવતો હતો. ખંડ ઘણો વિશાળ હતો. એક તરફના ખૂણામાં ભલ્લ, મૂશળ, શકિત, ધનુષબાણ, તલવાર, ગદા, તોમર વગેરે શસ્ત્રો પડયાં હતાં.

અભયંકરના મનમાં થયું કે અસાવધ, નિદ્રાધિન, પાછા વળતા શત્રુ પર ઘા કરવો તે મહાપાપ છે. તેણે શય્યા પાસે જઈને પોતાની તલવાર મ્યાન મુકત કરી રાક્ષસરાજના પગનો અંગૂઠો પકડીને કહ્યું :

'વિડંબ, ઉભો થા. હું તારી સાથે હિસાબની ચોખવટ કરવા આવ્યો છું.'

વિડંબે જાણે કશું સાંભળ્યું જ નહિ. નશાભરી નિદ્રા માનવીને અર્ધમૃત કરી મૂકતી હોય છે.

અભયંકરે જયારે ત્રીજીવાર તેનો અંગૂઠો ખેંચ્યો એને બૂમ મારી ત્યારે તેની બંને સ્ત્રીઓ જાગીને એક તરફ ખસી ગઈ. રાક્ષસરાજ બોલ્યો : 'કોણ છે?'

'હું અભયંકર છું, પુંડરીકિણી નગરીનો રાજા છું. તું બેઠો થા.'

વિડંબ એકદમ બેઠો થઈ ગયો અને અટહાસ્ય કરતાં બોલ્યો : 'ભાગ્યશાળીને ઘેર બેઠાં મિષ્ટ વસ્તુ મળે છે. તું શા માટે આવ્યો છે?'

'હિસાબચોખ કરવા. મારા રાજયના એક ગામડામાંથી આજથી પાંચમા દિવસે તેં જે દસ પુરુષો અને પાંચ બાળકોનું અપહરણ કર્યું હતું. આ

રીતે તું વારંવાર અમારી પ્રજાને ઉઠાવી જતો હોય છે. બોલ તે બધાં ક્યાં છે?'

'એની તો મિજબાની ઉડાવવામાં આવી હતી. આજ તારી મિજબાની ઉડાવીશ.'

'તારામાં તાકાત હોય તો જરૂર ઉડાવજે. જો તને એક ચેતવણી આપી દઉં. હું અહિંસામાં માનનારો છું. મારા હાથે તારો નાશ થાય તેમ હું નથી ઇચ્છતો. તું તારા ઇષ્ટદેવના સોગંદ ખાઈને કબૂલ કર કે હવેથી માનવોનો ભક્ષ નહીં કરું, તેમ અન્ય કોઈ રાક્ષસ દ્વારા કરાવીશ નહિ. તો જ હું તારી સામે દોસ્તીનો હાથ લંબાવીશ. નહીં તો તારી સાથે યુધ્ધ ખેલીશ.'

'ઓહ! માનવરકત ને માનવમાંસ એ તો અમારો શોખ છે, એથી અમારી આવરદા વધે છે. અને તું બટુક મારી સાથે સંગ્રામ ખેલીશ? પાગલ, તને તો ચપટીમાં ચોળી નાખીશ. તારી જેવા મગતરા માટે મારે મારી વિદ્યાનો પણ આશ્રય લેવાની જરૂર નહિ પડે.'

'તારો આ છેલ્લો જવાબ હોય તો ઉઠાવ તારું દાતરડું" અભયંકરે શાંત સ્વરમાં કહ્યું.

'ઈન્દ્રને થડકાવનારી મારી મહાશકિત સમી તરવાલને તું દાતરડું કહે છે! ખરેખર મને લાગે છે કે તારા કોઈ શત્રુએ તને અહીં મોકલ્યો લાગે છે. મને નવાઈ એ વાતની લાગે છે કે અહીં સુધી આવ્યો કેવી રીતે? માર્ગમાં મારા ચોકીદારો કોઈને છટકવા દે નહિ. સાળાઓ બધા નશામાં ઢળી પડયા હશે. છોકરા, તું દેખાવમાં સુંદર છે. આમ જો મારી આ બંને પ્રિયાઓ તને ધારીધારીને નિરખી રહી છે. તારા મુલાયમ માંસમાં અને કોમળ રકતનો મારી પ્રિયાઓને સ્વાદ કરવો છે. એક રીતે તું અહીં ઠીક આવી પહોંચ્યો છે." હિડંબે કહ્યું.

ત્યાર પછી તેણે પોતાની બંને પ્રિયાઓ સામે જોઈને કહયું : 'તમે બંને મેદાનમાં આવો આપણા સાથીઓને પણ જાગૃત કરીને ત્યાં પ્રેક્ષકો રૂપે બેસે તેવી વ્યવસ્થા કરો તરત જ આ કામ થવું જોઈએ મારું લોહી થનગની રહયું છે આ બટુકના ગરમાગરમ લોહીનું તમે બંને પ્રથમ પાન કરજો'

બંને સ્ત્રીઓ ચાલી ગઈ

અભયંકરે કહ્યું : 'રાક્ષસરાજ, હું તારી પાસે યુધ્ધ અંગે કેવી આશા રાખું?

વિડંબ હસી પડયો અને બોલ્યો : 'આ મહાપર્વત પ્રદેશને કંપાવી રહેલા એક મહાબલી રાક્ષસરા'જ વિડંબ સામે મોત સિવાય બીજી તું કંઈ આશા રાખી શકે છે?'

'એ તો ભવિષ્યનો પ્રશ્ન છે કોની તલવાર મહાશકિત પુરવાર થશે એ જોવાનું બાકી છે મારો કહેવા'નો અર્થ એ છે કે તારા સાથીઓ પાછળથી તો ઘા નહિ કરે ને?'

'ના બાળક, તારા જેવા તણખલા સાથે મારો સંગ્રામ શોભે પણ નહિ પરંતુ મારી પ્રિયાઓ ખા'તર મારે તારું રકત પ્રાપ્ત કરવું જ પડશે મારા કોઈ સાથીઓ પાછળથી ઘા નહિ કરે આમ તો પાછળથી ઘા કરવો તે અમારી યુધ્ધનીતિ ગણાય છે પણ તારા ખાતર એ નિતિનો ઉપયોગ નહિ થાય'

ત્યાં તો બે રાક્ષસો આવી પહોંચ્યા. બંનેના હાથમાં કિરપાણ ચળકતાં હતાં

વિડંબે કહ્યું : 'મારાં આ શસ્ત્રો લઈને મેદાનમાં જાઓ યાદ રાખજો, અમારા સંગ્રામમાં તમારે માત્ર પ્રેક્ષક રહેવાનું છે'

'જેવી આજ્ઞા' કહીને બંને જણા ખૂણામાં પડેલાં શસ્ત્રો લઈને રવાના થયા.

ત્યાર પછી અભયંકર અને વિડંબ બહાર આવ્યા.

# પ્રકરણ ૪ થું

## એક રાજાની વ્યથા !

મકાનની પાછળના ભાગમાં એક સ્વચ્છ અને ભવ્ય મેદાન હતું. મેદાન ફરતાં મહુડાનાં વૃક્ષો હતાં. જાણે મેદાનના પ્રહરીઓ!

બાર રાક્ષસ રાજાઓ એક તરફ બેઠા હતા. એક બાજુ ગદા, તોમર, તલવાર, શકિત વગેરે શસ્ત્રો પડયાં હતાં.

બીજી બાજુ પચીસ જેટલી સ્ત્રીઓ બેઠી હતી. દરેક સ્ત્રીઓ સ્વસ્થ, શ્યામ અને કદાવર દેખાતી હતી. દરેક સ્ત્રીઓનાં નયનો ચમકતાં હતાં અને દાંત પણ ચળકતા હતા. સ્ત્રીઓએ વિવિધ અલંકારો ધારણ કર્યા હતાં. પરંતુ તેઓની પહેરવાની રીત આવડત વગરની સ્પષ્ટ જોઈ શકાતી હતી.

રાક્ષસરાજ વિડંબ અને નવજવાન અભયંકર આવી પહોંચ્યા. રાક્ષસ-રાજના સાથીઓએ હર્ષધ્વનિ કર્યો.

એક તરફ બંને ઊભા રહી ગયા.

વિડંબે પરિહાસભરી નજરે અભયંકર સામે જોઈને કહયું : 'નાનકડા દોસ્ત, મને લાગે છે કે, તને તારી કોઈ પ્રેમિકાએ ચડાવ્યો છે. નહીં તો તું અહીં સુધી આવવાનું સાહસ ન કરે. તું મારા સ્થાન સુધી પહોંચી ગયો તે માટે હું તને દાદ આપું છું.'

'આભાર! પણ મારે કોઈ પ્રેમિકાએ નથી કે પત્ની પણ નથી' અભયંકરે શાંત સ્વરે કહયું.

'અલ્યા, આમ તો તું નવજવાન લાગે છે. અતિ સુંદર અને રળિયામણો દેખાય છે. શું કોઈ નારી તારા પર નથી આકર્ષાઈ?'

'ના રાક્ષસરાજ, ભાગ્યશાળી છું માટે બચી ગયો છું. હવે આપણે ક્યારે પ્રારંભ કરવો છે?'

'હું તો તૈયાર છું. તારી પાસે નાનકડી તલવાર સિવાય કોઈ શસ્ત્ર નથી. મારી તલવાર છ હાથ લાંબી છે અને બેધારી છે. મને એ નથી સમજાતું કે તું સામે ચાલીને મોતને ભેટવા કેમ આવ્યો છે?'

'રાક્ષસરાજ, હું મોતને ભેટવા નથી આવ્યો પણ મારી પ્રજાના ભયને દૂર કરવા આવ્યો છું.'

વિડંબ ખડખડાટ હસી પડયો અને હસતાં હસતાં બોલ્યો : 'તારી પ્રજાનો ભય! પાગલ જુવાન તને ખતમ કર્યા પછી હું તારી નગરીને બરાબર નિચોવીશ. રોજ સો સો માણસોના રકતમાંસથી મસ્તી માણીશ.' આમ કહી તે શસ્ત્રો પાસે ગયો અને પોતાની છ હાથ લાંબી તલવાર મ્યાન મુકત કરી.

તેના એક સાથીએ ઉભા થઈને કહયું : 'કૃપાળુ, આવા એક છછૂંદર સામે આપ યુધ્ધ કરો તે ઉચિત નથી. આપ આજ્ઞા કરો એટલે અમારા-માંથી કોઈ સાથી આ છછૂંદરસે ચપટીમાં ચોળી નાખશે'

વિડંબે કહયું : 'તારી વાત હું જાણું છું પરંતુ આ છછૂંદરના રકત વડે મારે મારી પ્રિયાઓને તૃપ્ત કરવી છે આપ સહુ શાંતિથી જોયા કરો અમારા સંગ્રામમાં આપ સર્વેએ તટસ્થ રહેવાનું છે કોઈએ ઉશ્કેરાવાનું નથી તેમ પાછળથી ઘા કરવાનો નથી'

બંને પોતાની તલવારોને નમન કરી મેદાનના મધ્યમાં આવ્યા વિડંબે કહયું : 'દોસ્ત, તું હજી સુધી કુંવારો છે, કોમળ છે મારા હૃદયમાં તારા પ્રત્યે આજ પહેલીવાર દયાભાવ જાગે છે હું તને એક તક આપું છું તું મારા ચરણમાં નમન કરીશ એટલે મારા સાથીઓ તને સુખરૂપ સ્થળે પહોંચાડી દેશે'

તારો આભાર માનું છું પરંતુ તારી પ્રિયાઓ મારા રક્ત વગર પ્યાસી રહી જશે અને મારા પંદર પ્રજાજનોના પ્રાણને હું સંતોષ ક્યાંથી આપી શકીશ? દોસ્ત તારામાં કેવળ મારવાની શકિત છે કોઈના જીવતરને ઉગારવાની શકિત નથી તેં જે પંદર નિર્દોષ માનવોના પ્રાણ લીધા તેના પરિવારોની કઈ દશા થઈ હશે એની તેં કલ્પના કરી છે? તને એ કલ્પના ક્યાંથી આવે? આજ સુધી તું કારમી અને ભયંકર હિંસામાં જ રસ લેતો રહ્યો છે અંધકારમાં આથડનારાઓને પ્રકાશનાં મૂલ્ય ક્યાંથી સમજાય? તારી સામે હું વામન છું એ કબૂલ કરું છું પરંતુ મારી દયા ખાવાની જરૂર નથી તારે દયા ખાવી હોય તો તારી પોતાની જ ખા કારણ કે તારી કઈ ગતિ થશે તેનો તેં કદી વિચાર કર્યો લાગતો નથી'

'ઓહ! ખરેખર તું સામે ચાલીને મરવા જ આવ્યો છે. તૈયાર થા... મારો પહેલો ઘા કદી નિષ્ફળ ગયો નથી.'

'ધન્યવાદ! હું તને જ પહેલો ઘા મારવાની તક આપું છું; કારણ કે નિષ્ફળતાના કારણે તું તારા સાથીઓ ને પ્રિયાઓ સમક્ષ ઝાંખો ન પડી જાય.'

વિડંબે એક હુંકાર કર્યો અને પોતાની બેધારી તલવાર ઉત્તોલિત કરી.

રાક્ષસ વિડંબ સામે સાવ બટુક લાગતો અભયંકર ખૂબ જ સાવધ હતો. વિડંબે પ્રબળ વેગથી તલવારનો પહેલો ઝટકો ઝીંકયો અને સાવધ અભયંકરે પોતાની તલવાર વેગથી આડી ધરી.

વળતી જ પળે આશ્ચર્ય છવાઈ ગયું. વિડંબની તલવારના બે ટુકડા થઈ ગયા.

અભયંકરે હસતાં હસતાં કહ્યું : 'મિત્ર, આ તારો કદી નિષ્ફળ ન જતો ઘા? હવે જલદી બીજી તલવાર ઉઠાવી લે અને તને ફરીવાર પહેલો ઘા મારવાની તક આપું છું.'

અભયંકરના પહેલા ફટકાથી જ વિડંબ ધ્રૂજી ઉઠયો હતો. તેણે બીજી

તલવાર ઉઠાવી. તેના રોષનો પાર નહોતો. એક માનવી આ રીતે મારી તલવારના ટુકડા કરી નાંખે?

અને બીજા ઘા વડે આ જુવાનડાને ઉભો ને ઉભો વાઢી નાખવાના સંકલ્પ સાથે વિડંબે તલવાર વિંઝી. પરંતુ ચપળ અભયંકર લાગમાં ન આવ્યો, બલ્કે તેની તલવારના વળતા પ્રહારથી વિડંબનો તલવારવાળો હાથ કપાઈ ગયો. વિડંબના સાથીઓ અકળામણ અનુભવવા માંડયા. વિડંબે એક ધારદાર ખીલાવાળું તોખર ઉઠાવ્યું. પરંતુ વળતી જ પળે તેના તોખરના બે ટુકડા થઈ ગયા અને તેનો બીજો હાથ પણ કપાઈ ગયો.

અભયંકરે કહ્યું: 'મિત્ર, બે વાર મેં તને જીવતદાન આપ્યું છે. હવે તારામાં કંઈકે સમજ હોય તો મારા રાજયમાં નહિ પણ આ સમગ્ર ક્ષેત્રમાં તારે કે તારા સાથીઓએ કોઈ પણ નિર્દોષ પ્રાણીની હત્યા ન કરવાના તારા ઈષ્ટદેવની સાક્ષીએ સોગંદ લઈ લે.'

'સોગંદ? પાગલ, માનવરકત ને માનવમાંસ એ તો અમારા જીવનનું અમૃત છે. હવે તું તારા ઈષ્ટનું સ્મરણ કરી લે. મને મારા બંને હાથની જરાયે ફિકર નથી. જો આ મારા બંને હાથ અમે માત્ર મસ્તક કપાયે જ મૃત્યુ પામીએ છીએ. ત્યાં સુધી કોઈ શસ્ત્ર અમને મૃત્યુ આપી શકતું નથી.' આમ કહીને વિડંબે એક અટહાસ્ય કર્યું. તેના બંને હાથ હતા તેવા થઈ ગયા હતા.

અભયંકરને આશ્ચર્ય જરૂર થયું, પરંતુ તે ભયભીત ન બન્યો.

રાક્ષસે બીજી તેજદાર તલવાર ઉઠાવી અને તેણે પહેલો ઘા કર્યો, પણ ચપળ અભયંકરે ઘા ચૂકવી દીધો અને પોતાના વળતા ઘા વડે રાક્ષસરાજ વિડંબનું મસ્તક ધડથી અલગ કરી નાખ્યું.

ભારે ખળભળાટ મચી ગયો.

વિડંબના સાથીઓ ઉભા થઈ ગયા અને ચાર જણા વેરનો બદલો લેવા આગળ આવ્યા. પરંતુ અભયંકરની મંત્રસિધ્ધ તલવાર આગળ માત્ર

અધ ઘટિકામાં જ ચારેય રાક્ષસોનાં મસ્તક મેદાનમાં દડા માફક ઉડી પડયાં. તેણે અન્ય રાક્ષસો સામે જોઈ કહ્યું : 'રોષ દૂર કરીને ફરીથી માનવહત્યા ન કરવાની પ્રતિજ્ઞા લ્યો. મારે આ પ્રદેશની કે આપની સંપત્તિની લેશ પણ ભૂખ નથી, કે ઈચ્છા નથી. તમે સહુ સુખપૂર્વક જીવો. અન્યને જીવવા દો અને શાંતિથી આપ સર્વનાં બાળકોને સંસ્કારલક્ષી બનાવો.'

આમેય જયાં ચમત્કાર ત્યાં નમસ્કાર હોય જ છે. રાજા અભયંકરની વાત સહુને ગમી ગઈ અને અંદરોઅંદર વાટઘાટ કરીને બધા રાક્ષસ નર-નારીઓએ કોઈ પણ મનુષ્યની હત્યા ન કરવાની અને શાંતિપૂર્વક આ પ્રદેશમાં રહેવાની પોતાની ઈષ્ટદેવની ધરાઈ સાથે પ્રતિજ્ઞા લીધી.

રાજા અભયંકર ખૂબ જ ખુશ થયા.

વિડંબની બંને પત્નીઓ તેઓના રિવાજ પ્રમાણે લુલુંબની રાણીઓ બની.

રાત્રિના પ્રથમ પ્રહરના પ્રારંભકાળે રાજા અભયંકર સહુને ધર્મમાં દ્રઢ રહેવાનું અને સન્માર્ગને આદર્શ માનવાનું કહી અદશ્યગામિની વિદ્યાના પ્રભાવે આકાશમાર્ગે વિદાય થયો.

રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થાય તે પહેલાં જ રાજા અભયંકર પોતાના ભવનના ઉપવનમાં આવી પહોંચ્યો.

સેવકોએ જયનાદ ગજવ્યો.

દાસદાસીઓએ પોતાના નવજવાન રાજાના સ્નાનની વ્યવસ્થા કરી. અભયંકર રાત્રિકાળે ભોજન નહોતા કરતા, જળપાન પણ નહોતા કરતા એટલે પાકગ્રહમાં કશી ધમાલ ન થઈ.

પરંતુ રાજાના મહાપ્રતિહારે મંત્રીઓને બોલાવવા માણસોને રવાના કરી દીધા.

સ્નાનથી તાજામાજા થઈ, ઉત્તમ વસ્ત્રાભરણો ધારણ કરી રાજા બેઠક-ગૃહમાં આવ્યા ત્યારે મુખ્ય મંત્રી સહિત બીજા મંત્રીઓ આવી પહોંચ્યા હતા. નગરશ્રેષ્ઠિ અને બીજા ભાયાતો પણ આવી રહ્યા હતા.

સહુએ જ્યારે અભયંકરના મોઢેથી વિડંબના મૃત્યુની અને રાક્ષસો પ્રતિજ્ઞાબધ્ધ થયાની વાત સાંભળી ત્યારે સહુનાં ચિત્ત આશ્ચર્યપ્રસન્ન બની ગયાં.

બીજે દિવસે રાજસભામાં મહામંત્રીએ વિડંબના પરાજયની વાત કરી ત્યારે સઘળા પ્રતિનિધિઓએ હર્ષનાદ કર્યો એટલું જ નહિ, પણ પોતાનો નવજવાન રાજા સમર્થ છે એવો ઉલ્લાસ પણ દર્શાવ્યો.

પંદર દિવસ તો વિજયની વધાઈના ઉત્સવમાં વિતી ગયા. જનતાની ભાવના નિર્મળ હતી. પરંતુ રાજા અભયંકરને માનપાન પ્રત્યે જરાયે આકર્ષણ નહોતું. તે વારંવાર કહેતો કે, 'મેં કશું કર્યું નથી, આ તો યોગીરાજે આપેલ મંત્રનું ફળ છે. મેં તો કેવળ મારું કર્તવ્ય બજાવ્યું છે અને જો કોઈના કર્તવ્યને આ રીતે બિરદાવવામાં આવે તો કર્તવ્ય અભડાઈ જતું હોય છે. અર્થાત કોઈને માનની ખુમારી ચડે છે, જે જીવતર માટે ભારે વિષરૂપ છે.'

વારંવારની આવી વિનંતી' છતાં પંદર દિવસ સુધી વધાઈનો ઉત્સવ ચાલ્યો.

અને સત્તરમે દિવસે રાત્રિના પ્રથમ પ્રહરે મહામંત્રી આર્ય સુમતિ આવ્યા. આજ તેઓ કોઈ પણ ઉપાયે પોતાના નવજવાન રાજાને લગ્ન માટે તૈયાર કરવાના હતા. હજી થોડા દિવસો પહેલાં જ ચોવીસમું વર્ષ બેઠું હતું. જ્યારે અભયંકરે મનથી એવો નિશ્ચય કર્યો હતો કે ૨૫મા વર્ષે લગ્ન કરવાં. તેણે આવો નિયમ આશ્રમજીવનમાં જ ગ્રહણ કર્યો હતો.

કુશળ સમાચારની આપ-લે થયા પછી મંત્રીશ્વરે કહ્યું : "મહારાજ, મારી ચિંતા તો આપ જાણો છો. આજ હું એ અંગેનો નિર્ણય કરવા જ આવ્યો છું. આસપાસનાં રાજ્યોની રાજકન્યાઓનાં કહેણ હમેશાં આવતાં હોય છે. એમાં બે કન્યાઓ તો પદ્મિની છે અને ઘણી કન્યાઓ દેવકન્યા સમી છે. આપે હવે કોઈ બહાનું ઉભું ન કરતાં કુળગૌરવને છાજે તે રીતે લગ્ન માટે તૈયાર થવું જોઈએ."

"વડિલશ્રી, આપની મનોવેદના હું બરાબર સમજું છું પરંતુ આપ જોઈ શક્યા હશો કે યૌવન વયે ઉભી થતી કોઈ પણ કુટેવ મને સ્પર્શી શકી નથી."

"એ હું જાણું છું. આપ સદાચારી, ધર્મપ્રાણ અને ચારિત્રવાન છો એમાં કોઈ સંશય નથી. પ્રજાને આપના ખડતલ જીવન પ્રત્યે નાઝ છે અમારા હૃદયમાં પણ ગૌરવ છલકે છે પરંતુ કેટલાંક કર્તવ્ય એવાં હોય છે કે એની સમયમર્યાદામાં શોભે. વળી અર્ધાંગના વગર આપનું રાજસિંહાસન પણ શોભતું નથી. રાજલક્ષ્મી વગર રાજભવન નિરસ લાગે છે." મહામંત્રીએ કહ્યું.

અભ્યંકર હસી પડયો અને હસતાં હસતાં બોલ્યો: "મંત્રીશ્વરજી, આપની અને અન્ય વડિલોની ભાવનાથી હું અપરિચિત નથી; પરંતુ માનવીએ પોતાના જીવતરનો પ્રથમ પાયો સદાચાર, બ્રહ્મચર્ય અને સંસ્કાર વડે સમૃધ્ધ કરવો જોઈએ. હજી મને ચોવીસમું વર્ષ ચાલે છે. હું કંઈ મોટો ભડભાદર થઈ ગયો નથી. આપ સહુ સમક્ષ તો હજી બાળક જ છું. વળી ઉતાવળ ન કરવા પાછળ પણ એક મહત્ત્વનું કારણ પડયું છે."

વચ્ચે જ મહામંત્રીએ પ્રશ્ન કર્યો, "શું કોઈ ભાગ્યશાલિની પ્રત્યે આપના હૈયામાં..."

"ના મંત્રીશ્વર, મેં આપને પ્રથમ જ જણાવ્યું હતું કે, યૌવનકાળનો કોઈ સ્વાભાવિક દોષ પણ મારા મનમાં નથી વસ્યો. હું કોઈ પણ સ્ત્રી પ્રત્યે આકર્ષાયો નથી કે ખેંચાયો નથી. પરંતુ મારે જે કારણ ગુપ્ત રાખવું હતું તે આજ આપ સમક્ષ પ્રગટ કરવું પડે છે. હું જ્યારે આશ્રમમાંથી વિદાય થયો હતો ત્યારે આશ્રમના આચાર્ય સમક્ષ મેં ગુરુદક્ષિણારૂપે પ્રતિજ્ઞા લીધી હતી કે, પચીસમેં વર્ષે હું લગ્ન કરીશ. ત્યાં સુધી નૈષ્ટિક બ્રહ્મચર્ય પાળીશ. કહો, આ સ્થિતિમાં હું આપની ભાવનાનો આદર કેવી રીતે કરી શકું?"

આ શબ્દો સાંભળીને મહામંત્રીનું હૃદય ભારે પ્રસન્નતા અનુભવવા માંડયું.

યુવરાજે કહ્યું, "મને પચીસમું વર્ષ બેસે ત્યારે આપની ભાવનાનો હું ઇન્કાર નહીં કરું."

"હું ધન્ય બન્યો. રાજસુખ વચ્ચે રહીને આવું વ્રત જાળવવું તે ભારે કઠિન છે." મહામંત્રીએ કહ્યું.

'આપની વાત સાચી છે. પણ મારે તો આ વ્રત આશીર્વાદરૂપ થઈ પડ્યું છે. મારા જીવતરનો પાયો સુદ્રઢ બને છે અને હું ધર્મ પ્રત્યે વધુ ને વધુ આકર્ષાતો જાઉં છું. મને લાગે છે કે આપણા મહાન ત્યાગીઓએ લગ્નજીવનના પ્રારંભની જે મર્યાદા બાંધી છે, તે પ્રજાના ઉત્થાનના પહેલા પગલા જેવી જ છે. જે રાષ્ટ્રની પ્રજા પોતાના જીવતરનો પાયો સુદ્રઢ બનાવે તે રાષ્ટ્ર હંમેશાં નિર્ભય, સુખી અને સમૃધ્ધ રહે છે. પ્રજાનું જીવન પણ દીર્ઘ અને સંકટો સહેવામાં પહાડ જેવું અટલ બને છે."'

"હવે હું આવતા માગશર પછી જ આ અંગે ઉત્તમ રાજકન્યા શોધવાનો પ્રયત્ન કરીશ." કહી મહામંત્રી ઉભા થયા.

એક સપ્તાહ પસાર થયું પણ બસો યોજન દૂર આવેલા પુષ્પપુર રાજ્યમાં ભારે ઉથલપાથલ મચી ગઈ. પુષ્પપુર નગરીનો રાજા નૃસિંહ સ્વભાવે શાંત, વિનમ્ર અને કોઈની વચ્ચે ન આવનારો સંતોષી હતો. તેથી પ્રજા પણ સુખી અને સમૃધ્ધ હતી. આવા નૃસિંહ રાજાના નાનકડા રાજ્ય પર તગરા પ્રદેશના રાજા ધનવાહને આક્રમણ કર્યું અને નૃસિંહ રાજાને પદભ્રષ્ટ કરી તેનું રાજ્ય પોતાના રાજ્ય સાથે ભેળવી દીધું.

આ સમાચાર બેએક માસ પહેલાં અહીં આવેલા પરંતુ લોભ, સ્વાર્થ કે સત્તાના દાસ બનેલા રાજાઓ આ રીતે નિરર્થક યુધ્ધો કરતા હોય છે... અને આવા રાજાઓને કોણ સમજાવવા જાય ? એટલે આ સમાચાર કેવળ આશ્ચર્ય ફેલાવીને વિરામ પામી ગયેલ.

આજ રાજસભામાં જવા રાજા અભ્યંકર ભવનમાંથી નીકળ્યો ત્યારે મહામંત્રીએ કહ્યું : "મહારાજ, પુષ્પપુર નગરીના રાજા નૃસિંહ પોતાના બે સેવકો સાથે આવ્યા છે."

"તેઓ ક્યારે પધાર્યા હતા?"

"ગઈ રાતે આવ્યા હતા. મેં તેઓનું રાજોચિત્ત સ્વાગત કર્યું હતું અને નાના મહેલમાં ઉતારો આપ્યો હતો. તેઓ આપ સમક્ષ કંઈક વાત કરવા ઇચ્છે છે."

"બહુ જ ખુશીથી. તેઓને ક્યાં બેસાડયા છે?"

"અતિથિઓના આસન પર તેઓને બેસાડવાનું કહ્યું છે." મહામંત્રીએ કહ્યું.

બંને રાજસભામાં પહોંચ્યા. રાજસભા ચિક્કાર ભરાઈ ગઈ હતી. સભાસદોએ પોતાના નવજવાન રાજવીનો જયનાદ ગજાવ્યો.

સભાનો પ્રારંભ થયો.

સહુ પ્રથમ અભયંકરે ઉભા થઈ કહ્યું: "આજ આપણે ત્યાં પુષ્પપુર પ્રદેશના માહરાજાશ્રી નૃસિહ અતિથિરૂપે પધાર્યા છે. હું તેઓશ્રીનું બહુમાનપૂર્વક સ્વાગત કરું છું."

લોકોએ હર્ષધ્વનિ કર્યો.

ત્યાર પછી મહાદંડકે ઉભા થઈ કોઈને કંઈ ફરિયાદ હોય તો રજૂ કરવા આગળ આવે તેમ જણાવ્યું.

પણ સુરાજ્યમાં લોકોની ફરિયાદો સામાન્ય હોય છે. કૌટુંબિક અને જ્ઞાતિ અંગેની ફરિયાદો તો ઘર મેળે જ પતી જતી હોય છે. કોઈ કુટ પ્રશ્ન હોય તો રાજ દરબારમાં ફરિયાદ લઈને જાય. એ સિવાય કોઈને સિવાય કોઈને કશી ફરિયાદ હોય નહિ.

તે કાળનું સામાજીક અને આર્થિક જીવન અહીં સુદ્રઢ અને વ્યવસ્થિત હતું કે જીવનના માર્ગ વચ્ચે કોઈ પ્રકારનો અંતરાય આવે જ નહીં. કૌટુંબિક કલહ પચાવીને પી જવામાં જીવનની શોભા મનાતી હતી. કલહ કંઈક વિશેષ હોય તો એનો નિવેડો ઘરમાં જ આવી જતો. જ્ઞાતિ-જ્ઞાતિ અંગેનો કોઈ પ્રશ્ન ઉપસ્થિત થયો હોય તો જ્ઞાતિના મોવડીઓ તટસ્થભાવે તેનો ઉકેલ શોધી આપતા અને તે ઉકેલ સહુને શિરસાવંદ્ય રહેતો. કોઈને કોઈ પ્રકારની કૂટેવ હોય તો તેનું સમાધાન સાધુ, સંતો અને મુનિઓ દ્વારા

થઈ જતું. કારણ કે સાધુ, સંત, મુનિ, ભકત, પંડિત, બ્રાહ્મણ વગેરે સામાજીક ઉત્થાનના અને જીવનના જાગૃત ચોકીદારો તરીકે નિઃસ્વાર્થ ભાવે કામ કરતા હતા.

કોઈ ફરિયાદી ઊભો થયો નહીં, એટલે મહામંત્રીએ ઉભા થઈ રાજા નૃસિંહ સામે જોઈને વિનમ્ર સ્વરે કહયું : "મહારાજ, આપ જે કંઈ કહેવા માંગતા હો સંકોચ વગર કહેવાની કૃપા કરો."

રાજા નૃસિંહ ઉભો થયો. સ્વભાવે તે શાંત હતો. તેનું વય પણ પિસ્તાળીસ વર્ષથી આગળ નહોતું વધ્યું. શરીરે સ્વસ્થ, સુદ્રઢ અને સબળ દેખાતો હોવા છતાં તેના વદન પર દુઃખની વાદળી વસી ગઈ હતી કારણ કે રાજપાટ ગુમાવ્યું હતું અને પોતાના પરિવાર સાથે એક ગામડામાં વસવાટ કર્યો હતો, તે પણ અન્ય પ્રદેશમાં. રાજા નૃસિંહ ઉભો થયો. સમગ્ર સભાને નમન કરી આગળ આવ્યો અને નવજવાન રાજા અભયંકર સામે જોઈને બોલ્યો : 'મહારાજ, હું પ્રથમ મારી વિપત્તિ દર્શાવવા ઇચ્છું છું.

"કહો" રાજા અભયંકરે કહયું.

"છેલ્લી એકવીશ પેઢીથી પુષ્પપુર પ્રદેશ પર અમે રાજય કરતા રહ્યા છીએ. અમારો પ્રદેશ બહુ વિશાળ નથી, માત્ર નેવુ ગામડાંઓ અને ત્રણ શહેરોની મર્યાદામાં પ્રદેશ પૂરો થાય છે. અમારી પ્રજા સર્વ વાતે સુખી અને સમૃધ્ધ છે. કારણ કે અમારી રાજયનીતિનું મુખ્ય સૂત્ર એ જ છે કે, પ્રજા સુખી તો રાજા સુખી. આ સૂત્રના આધારે અમારી પ્રજા પર કોઈ પ્રકારનાં કરભારણની પંચાત નથી. રાજયની વ્યવસ્થા ખર્ચ પૂરતો સામાન્ય કર લેવામાં આવે છે. છેલ્લા સો વર્ષથી અમારે એક પણ સંગ્રામ કોઈ સાથે ખેલવો પડયો નથી એટલે અમે માત્ર રક્ષણ પૂરતું જ સૈન્યદળ રાખેલું છે. વળી અમારી પ્રજા મોટે ભાગે ખેતી કરનારી હોવાથી લડાયક વર્ગ ઘણો જ અલ્પ છે. આમ અમે કોઈ દિવસ પર રાજય પર આક્રમણ કર્યું નથી કે કોઈનું પડાવી લેવાની કલ્પના પણ કરી નથી. અમારાં જીવન સાદાં અને પાપભીરૂ છે. મારા રાજયકાળ દરમ્યાન નાનકડી ચોરીનો પણ બનાવ

બન્યાનું મને યાદ નથી. આવા નિરૂપદ્રવી રાજ સામે અમારી ઉત્તરે આવેલા તગરા પ્રદેશના રાજા ધનવાહને કોઈ પણ પ્રકારના વૈર કે કારણ વગર અમારા નાનકડા રાજય પર આક્રમણ કર્યું અને મારું રાજય પોતાના રાજય સાથે ભેળવી દીધું. અમે તેની સામે લડવાને અશક્ત હતા કારણ કે તેનું સૈન્યબળ દસ હજારનું હતું. મારું કેવળ એક હજારનું હતું. આમ હું હારી ગયો. મારા ભાયાતો અને માંડળીકોએ પણ મને સાથ ન આપ્યો અને મારે મારા પરિવાર સાથે પૂર્વ તરફના અન્ય પ્રદેશના એક ગામડામાં આશ્રાય લેવો પડયો. મને કોઈનો સહકાર ન મળ્યો. મારી જે કંઈ સમૃધ્ધિ હતી તે શત્રુના હાથમાં ગઈ પરંતુ મેં સાંભળ્યું કે આપ નવજવાન હોવા છતાં સમર્થ છો અને કર્તવ્ય સમજીને સહાયક થનારા છો. વળી મેં અહીં પ્રવાસ કરતી વખતે એમ પણ સાંભળ્યું કે આપે એકલા હાથે વિડંબ જેવા માયાવી રાક્ષસને પણ સિધ્ધિ કરી વિદ્યાર્થી સિધ્ધ કરેલા ખડગ વડે પરાજિત કર્યો અને આસપાસના સમગ્ર પ્રદેશની જનતાને ભયમુક્ત કરી. હું આપની સમક્ષ એટલી જ પ્રાર્થના લઈને આવ્યો છું કે આપ મારા સહાયક બનો આપની સિધ્ધ તલવાર અને અન્ય સામગ્રી આપીને મને જો પ્રેરણા આપો તો હું મારું રાજય પાછું મેળવી શકીશ અને શત્રુના ત્રાસમાંથી મારી પ્રજાને બચાવી શકીશ. આપ ઉદાર છો, દુઃખિયાના વિસામારૂપ છો તો મારી પ્રાર્થના સ્વીકારી મારા ઉધ્ધારક બનો. મારો પરિવાર આપશ્રીનો સદાય ઋણી રહેશે."

સમગ્ર સભાએ રાજાની આવી વ્યથા સાંભળીને વિચારમગ્ન બની ગઈ. રાજા અભયંકર પણ વિચારમગ્ન બની ગયો.